# · સાં · ક · ળિ · યું ·



## ૭ છબીઓ

ક્રમરો બહારવટે

# નિ . વે . દ . ન

આજથી આઠ વર્ષ ઉપર મારું લખેલું 'મરણિયું આયર્લૅન્ડ' નામનું પુસ્તક આંહીથી પ્રગટ થયું હતું. એ લખાવટ ઉતાવળી હતી. પદ્ધતિનો દોષ એમાં મોટો હતો. એની સામગ્રી પણ અપૂર્ણ હતી.

દોઢ વર્ષ પર હું એની નવી સંસ્કારેલી આવૃત્તિ લખવા બેઠો. પ્રથમ વાંચેલાં તે ઉપરાંત બીજાં કેટલાંક પુસ્તકો તપાસી ગયો. ધારણા એવી હતી કે શરૂનાં એક બે પ્રકરણો નવેસર લખીને પછી 'મરણિયું આયર્લૅન્ડ'નો બાકીનો ભાગ સાંકળી દઇશ, અને એની ત્રૂટીઓ ઉપર થીગડાં મારીને પતાવીશ.

પણ જેમ જેમ લખતો ચાલ્યો તેમ તેમ અનુભવ જુદો જ થયો. ભાન થતું ગયું કે એ વીર પ્રજાના ઇતિહાસનાં અનેક પ્રાણવાન પ્રકરણોને ઉવેખીને જો હું ટુંકામાં પતાવતો આગળ નીકળી જાઉં, તો તો મેં આયર્લૅન્ડના વીરત્વનાં સાચાં પ્રેરણા-ઝરણોને જ વિસાર્યાં કહેવાય.

પરિણામ : આખી જ ચોપડી, પંક્તિએ પંક્તિ અને શબ્દે શબ્દ નવેસર લખાયાં. 'મરણિયું આયર્લૅન્ડ' તો મરી ગયું : એને દફન પણ કરી નાખ્યું.

વાચક જોશે કે પુસ્તકને પાને પાને 'મરણિયું આયર્લૅન્ડ' જ લખાયું છે. એ ચલણી સિક્કો બનેલ નામ છોડવું મને ગમતું નહોતું. પણ એ નામને મારે આખરે આ પુસ્તકના પુઠા પર ફેરવવું પડયું છે. કેમ કે તદ્દન જ નવેસર રચાએલ ચોપડીને જૂના નામની છાપ લગાવી જગતમાં ફેરવવાનો હક્ક મને, એનો હું પિતા છું છતાં ય ન હોઇ શકે. પુસ્તક ખરીદનારને પણ ભ્રમ થાય.

વાચક બ્હેન-બંધુને એવી કશી જ ભ્રમણા ન રાખવા વિનવું છું. તેઓને ખાત્રી આપું છું કે 'મરણિયું આયર્લૅન્ડ' માં જે ઇતિહાસ-કાળને મેં બે જ પ્રકરણોમાં ખતમ કર્યો હતો, તે જ કાળે, એટલે કે ૧૯ મી સદીની સમાપ્તિ સુધીના કાળે આ આખી જ ચોપડી ભક્ષી લીધી છે. વીસમી સદીનાં પહેલાં યશસ્વી વીશ વર્ષો, કે જેણે આયર્લૅન્ડની સ્વાધીનતા ઘેર કરી આપી, જેણે ગ્રીફીથ કોલીન્સ અને મેકસ્વીની જેવી કાળમૂર્તિઓ જન્માવી, ઘરેઘરથી બહુમૂલાં બલિદાન નોતર્યાં, ને સાત સૈકાઓથી સળગતા મુક્તિયજ્ઞની પૂર્ણાહૂતિ કરાવી, તે શકવર્તી વીશ વર્ષોનો, સાત સદીઓના નીચોડ ઝીલતો ઇતિહાસ હું લખી રહેલ છું. એનો બીજો ખંડ ભરાશે.

હું માનું છું ત્યાં સુધી તો ગુજરાતી સાહિત્યમાં આયર્લૅન્ડનો સળંગ ઇતિહાસ આપનાર આ પહેલો જ પ્રયાસ છે.

રાણપુર
૧૦ : ૯ : ૩૧

લેખક

“Gael, O Gael! O name most dear!
Wish I've none but that to hear;
Should a quick death be my bale,
'Tis for great love of the Gael.”



“ગેઇલ જાતિ! ઓ ગેઇલિ પ્રજા! ઓ પરમપ્રિય નામ! મારે શ્રવણે એ એક જ પ્રિય શબ્દ ગુંજ્યા કરજો! મારા તકદીરમાં જો વ્હેલું મૃત્યુ માંડયું હોય, તો યે શી પરવા છે! ગેઇલ-માતાના પરમ પ્યારને ખાતર જ એ નિર્માણ હશે.”

# એકરાષ્ટ્ર એરીન

એક ભાષા, એક ધારાપોથી, ને એક જ ચૂંટાએલો રાજાધિરાજ : આખા એરીન દેશમાં આવી ત્રિવિધ એકતા હતી. એરીન એક 'રાષ્ટ્ર' હતો. એક અને અખંડિત હતો. એના ચારે કિનારા એના એક અખંડ વસ્ત્રના ચાર છેડા સમ હતા. વહીવંચાના પ્રાચીન ચોપડાઓમાંથી તારવેલું, ઇતિહાસકારોએ સોયેલું ઝાટકેલું, ને વિદ્વાનોની બારીક દૃષ્ટિએ વીણેલું આ એક સત્ય છે, કે 'એરીન' નામે પંકાએલો પુરાતન આયર્લેન્ડ ઇસુના અવતાર પૂર્વે પણ સત્તર સો વર્ષથી આરંભી એકરાષ્ટ્રતાનો ધ્વજ ઉડાવતો હતો. ને એની પ્રજા હતી 'ગેઇલ' જાતિની. એના જાતિસંસ્કાર 'સેલ્ટીક' શબ્દથી ઓળખાતા. 'સેલ્ટીક' શબ્દમાં ઘણા ઘણા ગુણોની સુવાસ ફોરે છે : કોમલતા ને શૌર્ય, પ્રેમ ને ધર્મશીલતા, માધુર્ય અને ઉર્મિલતા, આનંદ અને ગમગીની, વાણિજ્ય અને કાવ્યરસિકતા : એ 'સેલ્ટીક' જાતિના માનવ-ફુલની મ્હેક મ્હેક થતી ફોરમ છે. એરીનમાં એ ફોરમ ફોરતી હતી.

ને એ ફોરમે તો સમસ્ત યુરોપનાં વનજંગલોને તેમજ ગામનગરોને સુવાસિત કરેલ છે. યુરોપની સાથે આ નાના ટાપુને ઘણો ગાઢ અને જૂનો વ્યવહાર ચાલ્યો આવતો હતો. ઇસ્વિસનના આરંભથી જ એરીન દેશ યુરોપ તેમજ ઇંગ્લંડની સાથે વેપારના

વિનિમય તેમજ સમશેરના મુકાબલા કર્યા કરતો. આખરે ઇ. સ. ૪૩૨માં જ્યારે સંત પેત્રીક નામના ધર્મપુરુષે આવી 'એરીન'ની પ્રજાને ખ્રીસ્ત ધર્મની દીક્ષા દીધી, ત્યારથી તો એરીને આખા યુરોપના રાષ્ટ્રોની વચ્ચે મુખ્ય 'રાષ્ટ્ર' તરીકેનું મહિમાવંત પદ પ્રાપ્ત કર્યું. આખી પ્રજા એકસાથે નવો ધર્મ અપનાવે, એ બનાવ 'એકરાષ્ટ્રતા'ની સાક્ષી પૂરે છે. ખ્રીસ્તી ધર્મની દીક્ષાનું રૂડુ પરિણામ એ આવ્યું કે ઉંચીનીચી જાતિઓ વચ્ચેની ચીરાડો પૂરાઇ ગઇ.

ને એ ૬ થી ૭ સદી સુધી તો એરીનનો સુવર્ણયુગ પથરાઈ ગયો હતો. જાણીતી દુનિયાનો એવો કોઇ ખુણો નહોતો કે જ્યાં આયરીશ લોકો પોતાનો ધર્મ, વિદ્યા ને કલાનાં રજકણો વેરવા દાખલ ન થયા હોય. એ બે સૈકામાં તો આયર્લેન્ડ સાંસારિક તેમજ ધાર્મિક બન્ને પ્રકારની કેળવણીનું તીર્થધામ બની ગયો. એ નાના ટાપુનાં વિદ્યાલયોમાં બેસીને યુરોપના પંડિતો તેમજ પાદરીઓ વિદ્યા લેતા. એની વિદ્યાપીઠોમાં તો ઉચ્ચ કેળવણી લેવા જર્મનો, ગૉલ લોકો, રોમનો, બ્રિટનો અને મિસરીઓ સુદ્ધાં ઉતરતા હતા. ઈંગ્લાંડ અને ફ્રાન્સના રાજકુમારો કવિતા ને ધર્મશાસ્ત્ર શીખવા આવતા. યુરોપી દેશોની શાળાઓમાં ને વિદ્યાપીઠોમાં આયરીશ શિક્ષકો વિજ્ઞાન શીખવતા. યુરોપની અંદર કોઇ પુરુષ ગ્રીક જબાન બોલતો દેખાય તો લોકો તુરંજ અનુમાન કરતા કે એ આયરીશ હોવો જોઇએ. લક્ષોલ, સેન્ટ ગૉલ, બોલીસો, આયોના, લીંડીસ્ફર્ન અને માલ્મ્સબરી વગેરે મહાપ્રતાપી ધર્મ-મઠોની અંદર સેલ્ટીક સંસ્કૃતિની સ્થાપના કરનાર ને રોમન મહારાજ્યની સસ્કૃતિમાંથી મક્કમતાપૂર્વક બચી જનાર આ એકનો એક સ્વાભિમાની રાષ્ટ્ર આયર્લેન્ડ અરધી દુનિયાને પોતાને દ્વારે બોલાવી રહ્યો હતો. એ સાતમી, આઠમી અને નવમી શતાબ્દીના અંધકારયુગની અંદર યુરોપમાં ખ્રીસ્તધર્મનો જ્યોતિર્ધર બનીને ઘૂમનાર દેશ એરીન—આયર્લેન્ડ જ હતો. એરીનની આખી પ્રજાની પ્રતિભા તેમજ પ્રાણલગની યુરોપભરમાં ભેખધારીના જુસ્સા સમેત પ્રસરી વળી હતી. એ પ્રજા-ઉદ્યોતની અવિચલ સાક્ષી રૂપે તે કાલે રચાએલાં સાહિત્ય-કવિતા આજે હજુ મૌજૂદ છે.

# લૂંટારાઓ

એવા યશસ્વી કાલની અંદર, આ શાંતિપ્રેમી ને વિદ્યાપ્રેમી એરીન પર અસૂરના ઓછાયા પડ્યા. ઈ. સ. ૭૯૪ની સાલ હતી. આઠમા સૈકાનો આથમતો કાળ હતો. તે વખતે ઉત્તર યુરોપના બરફછવાયલા નોર્વે તેમજ ડેન્માર્ક દેશમાંથી કાળા રંગનાં વ્હાણો લઇને 'નોર્સ તથા ડેન' જાતિના ચાંચીઆ લોકો એરીન-ને કિનારે ઉતરી પડ્યા. અસાવધ પડેલી આ અકેલી અટૂલી ભૂમિ ઉપર તેઓએ લૂંટફાટ, કતલ અને આગની જ્વાલાઓ ચલાવી. આયર્લૅન્ડનાં લોકો આ લૂંટારાઓની સામે અસહાય નીવડ્યા. કેમકે આ પરદેશીઓની પાસે લાંબીલાંબી તલવારો હતી. શરીરે લોઢાનાં બખ્તરો હતાં. લૂંટનું વિકરાળ ખુન્નસ હતું. યુદ્ધની તાલીમ હતી. જ્યારે બીજી બાજુ આયર્લૅન્ડની પ્રજા તો મોટે ભાગે વિદ્યાનુરક્તિ તેમજ ધર્મતત્ત્વની ઉપાસનામાં પડેલી હોવાથી એણે હિંસાનાં હથિયારો ઘડવામાં કે યુદ્ધકૌશલ સાધવામાં બહુ ગતિ નહોતી કરી. એના પહાડી લડવૈયાઓ ને એની ઠકરાતોના ઠાકોરો ઢાલભાલાં વાપરી જાણતા, પણ તે યે મયદાને-જંગમાં નહિ, છાપાછાપીની લડતમાં. છતાં તેઓ ઝઝૂમ્યા.

બે સૈકાઓ સુધી આ વિદેશીઓ સાથેની ઝપ્પાઝપ્પી ચાલુ જ રહી. આયર્લૅન્ડની પ્રજાએ પોતાની સંસ્કૃતિની કેટલી યે રેખાઓ ભુંસાઇ જવાને ભોગે પણ, વિદ્વાનોને કે પાદરીઓને બદલે ભયાનક લડવૈયાઓ તૈયાર કરવાનું કામ હાથ લીધું. બીજી બાજુ નોર્સ અને ડેન લોકોનો તો સમુદ્રમાં પ્રવાહ જ બંધાઇ ગયો. આયર્લૅન્ડના ધર્મ-મઠોની અંદર સંતપયગમ્બરોની પ્રતિમાઓ ઉપર તેમજ બીજી રીતે શોભા માટે જડેલાં સોનાંરૂપાંથી લોભાઇને આ ચાંચીઆઓ જહાજો પછી જહાજો લઇ ઉતરી પડ્યા. તેઓએ મહામૂલાં દેવાલયોને જલાવી દીધાં. દેવના દરદાગીના ઉતારી લીધા. અજોડ પુસ્તકાલયોને આગ મૂકી. સમુદ્રને તીરે ગઢ-કિલ્લા બાંધી વસવાટ માંડ્યો. અને પોતાનું કેવું રાજ્ય જમાવ્યું ?

દરેક પ્રાંત ઉપર અક્કેક 'ડેન' રાજા; દરેક ઠકરાત ઉપર અક્કેક 'ડેન' ઠાકોર; દરેક દેવાલય ને મઠ ઉપર અક્કેક 'ડેન' ધર્મગુરૂ; દરેક ગામ પર અક્કેક 'ડેન' ગામમુખી; ને દરેક ઘર ઉપર અક્કેક 'ડેન' સોલ્જરની ચોકી ચડી. ઘરેઘરની ગાયનું દૂધ એ સોલ્જર જમી જાય, ઘરનાં બાળકો દૂધ વિના ટળવળે. જરૂર પડે તો એ એકની એક ગાય પણ 'ડેન' સોલ્જરનું જઠર ભરવા માટે હલાલ કરી નાખવાનો હુકમ હતો. આયર્લૅન્ડના ઇતિહાસકારને મન અચંબો તો એજ રહી ગયો છે, કે વિદેશીઓની આવી દારૂણ સંહારબાજીની વચ્ચેથી પણ પ્રજાનાં આટલાં બધાં કલાસાહિત્ય ઉગારી શી રીતે શકાયાં? અને 'ડેન' લોકોની ચડાઇઓની ઘોરમાં ઘોર વેદનાઓ વચ્ચે પણ આયર્લૅન્ડનાં વિદ્યાલયો પોતાનું વિદ્યાદાન ચાલુ રાખી પોતાના અધ્યાપકોને દેશાવરમાં શી રીતે મોકલી શક્યાં?

## બ્રાયન બોરૂ

લૂંટાતું, સળગતું, ને કતલ થતું હતું, તે છતાં આયર્લૅન્ડ ઉઠી ઉઠીને લડતું હતું. એના ચારે પ્રાંતની પ્રજા રણે ચડી હતી. ભવિષ્યની ઓલાદ માટે 'અણનમ એરીન'ની કુલપરંપરા રચતી હતી. તે વખતે, તેઓના વધુમાં વધુ વસમા કાળે, એક નરવીર ઉઠ્યો. ને એણે પ્રજાનું પરિત્રાણ કર્યું. એનું નામ બ્રાયન બોરૂ: મન્સ્ટર પ્રાંતના રાજવંશનો એ રાજપુત્ર: પોતાના ભાઇ મેહોનની સંયુક્ત સરદારી નીચે આયરીશ યોદ્ધાઓને એકત્ર કરી પહાડોમાં છુપાઇને 'ડેન' સત્તાના દળબળ પર છાપા મારવા લાગ્યો. મેદાનનાં યુદ્ધ એણે ન માંડ્યાં. પણ ચુપચાપ રમખાણો આદર્યાં. શત્રુઓને વ્યાકૂળ કરી મૂક્યા. આખરે ડેનોએ સંધિ માગી. થાકેલો મેહોન તો એ સંધિના કરારનો સ્વીકાર કરી લઇ ઠરીને બેસી ગયો.

પરંતુ બ્રાયનની નસોમાં દોડતું 'ગેઇલ' રૂધિર ન ઠરી શક્યું. મૂઠીભર માણસો લઇને, વનજંગલો વીંધતો, ગુફાગહ્વરોમાં લપાતો, ટાઢ વૃષ્ટિ ને વાવાઝોડાંમાં પણ ઝાડનાં ડાળમૂળીઆં પર નિદ્રા લઇ લેતો બ્રાયન દુશ્મનોનાં છૂટાંછવાયાં માણસોને ઠાર કરતો ભટકે છે.

એને તો માત્ર એકલા પોતાને જ ખંડણીમાંથી ઉગરવું નહોતું, આખા આયર્લૅન્ડને પારકા પંજામાંથી મુક્ત કરાવવું હતું. એનો મુદ્રાલેખ એક જ હતો—કે જે આખરે જમાનાઓ સુધી સમગ્ર આયર્લાંડનો મુદ્રાલેખ બની ગયો: કે "પરદેશીઓને ભલે હું અણુ માત્ર જ નુકશાન કરી શકું, પણ પરદેશીઓ સાથેની સુલેહ કરતાં એ અણુ જેટલી ઇજા પહોંચાડવાનું મને વધુ પ્યારું છે."

આખરે તેની આકાંક્ષા ફળી. પચીસ જેટલી લડાઇઓ એ લડ્યો. ઇ.સ. ૧૦૧૪ના એપ્રીલ માસની ૨૩મી તારીખે એણે સંપૂર્ણ વિજય મેળવ્યો. રાષ્ટ્રનો એ રાજાધિરાજ (હાઇ–કીંગ) સ્થપાયો. એણે પ્રજાને પરદેશીઓથી મુક્ત કરી એટલું જ નહિ, પણ વિદેશીઓને એ જ બેડીબંધોમાં ઝકડી લીધા. રાષ્ટ્રભરમાં એની રાડ બેસી ગઇ. સૂર્યોદયે તારલા નાસે તેમ ચોરલૂંટારા અલોપ થયા. સ્ત્રીઓ પણ દરદાગીના સાથે એકેલી મુસાફરીઓ કરવા લાગી. યુદ્ધવીરે શાંતિનું વીરત્વ પણ એટલું જ બતાવ્યું. નદીઓ પર સેતુઓ, સડકો, દેવાલયો ને વિદ્યાલયો બાંધ્યાં. નાશ પામેલાં પુસ્તકો નવેસર લાવવા એણે વિદ્વાનોને સાગર–પાર મોકલ્યા. કાયદાનું તંત્ર સ્થાપ્યું. આખરે ૭૨ વર્ષની એની વૃદ્ધાવસ્થાએ દુશ્મન 'ડેનો'ના ભયાનક સૈન્ય સાથેના એક સંગ્રામમાં એણે પોતાના પુત્રની સરદારી નીચે પોતાની તાલીમ પામેલી સેના ઉતારી.

પોતે શિબિરમાં બંદગી કરે છે, પુત્ર સંગ્રામમાં શત્રુઓને છેદે છે, પુત્ર મરાયાના ખબર આવે છે, તો યે કિરતાર સાથેના એના અંતર–તાર તૂટતા નથી. એની ફોજ શત્રુઓને તગડે છે. પલાયન થતા એ ડેન લોકો એ શ્વેત લાંબા ઝૂલતા કેશ, શ્વેત રૂપેરી દાઢી, અને પ્રાર્થના–ભારે બીડાયેલાં નયનો, એવી વૃદ્ધ માનવ–મૂર્તિને વિરાજેલી દેખી ભ્રમણામાં પડી બોલે છે કે "ચુપ ચુપ! પાદરી! પાદરી!" ત્યાં તો કોઇ ખૂટી ગએલો જાણભેદુ બોલી ઉઠયો: "પાદરી નથી, રાજા પોતે! રાજા પોતે!" આટલું જાણતાં જ શત્રુ ફરસી લઇ ધસ્યો, ફરસી ઉગામી, પલકમાં તો વૃદ્ધ રાજા બ્રાયને તલવાર ખેંચી. એક જ ઝટકે

શત્રુનો એક પગ કાપી નાખ્યો. પણ એ પરદેશીએ ય ફરસી નાખી. રાજાનું માથું ફાટી ગયું. મરતાં મરતાં એણે બીજા શત્રુને પણ સાથે લીધો. એને ઠાર કરી પોતે પ્રાણ છોડયા. આજે પણ આયર્લૅન્ડ એ મહાવીરને સંભારે છે. પ્રજા એને એક આદર્શ-વીર ગણી રટી રહી છે. એ આદર્શ કયો હતો? "a united, civilized, law-abiding and christian Ireland: સંગઠિત, સંસ્કારી, નિયમપાલક અને ખ્રીસ્તધર્મી આયર્લૅન્ડ."



# અંગ્રેજોનાં પગરણ

ઇંગ્લાંડ ટાપુના પશ્ચિમ તીરે, વેલ્સ પરગણાની ડુંગર-ધાર ઉપર ચડીને, એક દિવસના સંધ્યા સમે, એક આદમી ઉભો હતો. એની લોલૂપ આંખો, આથમતા સૂર્યનાં લાલ સુનેરી ચુંબનો ઝીલતી જલદેવીની ઉછળતી છાતીને વિસારી, દૂર દૂર ક્યાં ચાલી જતી હતી? કોના ઉપર ઠરતી હતી? કોની કલ્પનાના વશીકરણે નજરબંદી અનુભવતી હતી?

એ બે આંખો નિહાળતી હતી તે તો હતા 'એરીન' દેશના ઉગમણા કિનારા. એ કિનારાને કૈં કૈં બંદરો મઢ્યાં છેઃ એની યે પાર મઠોના કૈં કૈં આભ–રમતા મિનારા ઉભા છેઃ એ મિનારાની યે પછવાડે 'એરીન'નાં નાનાં નીચાં ઘરબાર વેરાયાં છેઃ ને એ ઘરોને બારણે બારણે, મેંદીએ નખ રંગતી, વાળમાં તેલ નાખી લાંબી વેણીઓ ગુંથતી, નેણમાં કાળા લેપ ઠાંસી કમાનો કોરતી, ભાલ પર બીજાકારની સોના–દામણી લટકાવતી, આખે માથે ઓઢણાં ઓઢતી, કાનમાં કડીઓ ઝુલાવતી ને આંગળીઓમાં વીંટીઓ ચળકાવતી આયરીશ ગૃહલક્ષ્મીઓ ઉભેલી છે. ગાયો, ચૌચરો, નદીઓ, ખેતરો, ઘેટાંનાં શરીર પરની મુલાયમ ઉનો, ઘોડાંઓ; એવું કૈં કૈં દેશ–ધન એરીનમાં ભરેલું છે; આ બ્રિટનપુત્રની આંખો સાગર–તીરના સાયંકાલિન ઓળાયામાં એ બધી મોહિનીને દેખી કો' ગાઢ નજરબંદી અનુભવી રહી હતી.

એનાથી ન રહેવાયું. એ બોલી ઉઠયોઃ "કોઇ એક દિવસ, મારા આખા રાજ્યનાં તમામ જહાજો ભેળાં કરીને હું આ સમુદ્ર પર સેતુ રચીશ, અને તે ઉપર થઇને આ દેશ જીતી આવીશ."

એટલું બોલીને એ મોહલુબ્ધ માનવી નીચે ઉતરી ગયો. એ હતો બ્રિટનનો રાજા વીલીઅમ રૂફસ.

કોઇએ આ વાત આયર્લૅન્ડને તીરે પહોંચાડી. લીન્સ્ટરના રાજાએ એ વાત કહેનારને ગંભીર ભાવે પૂછયું "હાં ભાઇ, રાજા વીલીઅમે આ શબ્દોને છેડે, 'ઇશ્વરની કૃપાથી' એટલો ઉદ્‌ગાર ઉમેરેલો હતો કે?"

"ના." જાણકારે જવાબ દીધો.

"ત્યારે તો ઝખ મારે છે. ઇશ્વરી મદદ વિના કેવળ પોતાના જ બળ પર ભરોસો કરનાર એ બ્રિટનરાજનો મને ભય નથી. હું બેફિકર છું."

બ્રિટનરાજ રૂફસ તો કબરમાં ગયો. પણ પોતાની મેલી નજરનું અંજન પોતાની ઓલાદની આંખમાં આંજતો ગયો.

બ્રાયનના મૃત્યુ પછી દોઢસો વર્ષ સુધી તો પ્રજામાં સ્વાધીનતાની કો અકળ સ્ફુર્તિ ફૂટી નીકળી હતી અને એરીન પોતાની સંસ્કૃતિનાં અનેકવિધ ચણતર ચણી રહ્યો હતો. નોર્સ અને ડેન ચાંચીઆ પણ ભાગેડુ મટી આયર્લૅન્ડની ભૂમિને મા-ભૂમિ કરી બેઠા હતા. તેઓએ નગરો વસાવ્યાં. વહાણવટુ પણ પ્રજાને તેઓએ શીખાવ્યું. પ્રજાજીવનમાં તેઓ ઓતપ્રોત બની વણાઇ ગયા. એમ બધી રીતે દેશ ફુલ્યો ફાલ્યો: એટલે બ્રિટનની મેલી નજર નિરૂપાય હતી. પરંતુ બ્રાયનનાં શક્તિસામર્થ્ય તો બ્રાયનની સાથે જ પાયદસ્ત બન્યાં હતાં. એનો કોઇ વારસદાર નીપજ્યો નહિ. પ્રાંતપ્રાંતના નોખનોખા ઠાકોરોની મહત્ત્વાકાંક્ષાએ અને વધુ પડતા વ્યકિતવાદે રાષ્ટ્રને નબળો બનાવ્યો. અંદરોઅંદરના એ કંકાસોએ આખરે છેક ઇ. સ. ૧૧૫૪માં બ્રિટન–રાજ હેનરી બીજાને મનગમતો મોકો આપ્યો.

એણે શું કર્યું ? એ દિવસો તો ધર્મસત્તાના ને ધર્મગુરુઓની સર્વોપરિ આણના દિવસો હતા, અને રોમનગરમાં ગાદીપતિ બની બેસનાર ધર્માધીશ 'પોપ'ના જ પડતા બોલ ઝીલાતા. બ્રિટન–રાજ હેનરીએ જોયું કે અત્યારે પોપની ગાદી પર એડ્રિઅન નામનો અંગ્રેજ ગુરૂ ચુંટાયો છે. એથી એણે એડ્રિઅન પાસેથી રૂક્કો મેળવ્યો—આયર્લૅન્ડને જીતવાનો. કુટિલ પોપને જર્મનીના પરિબળ સામે બ્રિટનની સત્તા ઉભી કરવી હતી.

તે કાળે તો રાજા હેનરીએ આક્રમણ કરવાનું હર-કોઇ કારણે માંડી વાળ્યું. પરંતુ આખરે એક દિવસ આયર્લૅન્ડના જ એક પ્રજાજને બ્રિટનને પોતાની જન્મભૂમિ પર અત્યાચાર કરવા ઉતાર્યું. એ દ્રોહી હતો 'ડરમોટ મૅકમરો' નામનો એક ઘાતકી અને લંપટ ઠાકોર. એ મુખ્ય રાજનો વંશી હતો. પોતાના એક વિરોધીની સ્ત્રીને ઉઠાવી જવાના અપરાધ બદલ આયરીશ ઠાકોરોએ એકત્ર બની એને અધિકાર-ભ્રષ્ટ કર્યો. એ વેરની વસૂલાત સારૂ ડરમોટ બ્રિટન–રાજ પાસે ગયો. બ્રિટન જો આયર્લૅન્ડ પર આવતું હોય તો પોતે બ્રિટનના માંડલિક તરીકેનું પદ સ્વીકારવા બંધાય, એ શર્તે એણે બ્રિટનના નોર્મન રાજાની ફોજ ઉતારી. એની સામે આયર્લૅન્ડ ઘણું ઘણું ઝઝૂમ્યું. પરંતુ ન ફાવ્યું. આયર્લૅન્ડનો છેલ્લો રાજાધિરાજ રૉડ-રીક તા. ૨૮–૧૨–૧૧૯૮ના રોજ કામ આવી ગયો. અને દેશ પર પ્રથમ પહેલી વાર ઇંગ્લંડના નોર્મન વંશના રાજાધિરાજનો વાવટો ચડયો. ત્યારથી માંડી સવા સાતસો વર્ષો સુધી આયરીશ પ્રજાએ એ વાવટાને પછાડવા, એની છાયા પણ ન લેવા જીવ સાટેના જંગો મચાવેલા છે. તાબેદારી નથી કબૂલી.

નોર્મન રાજવંશ આવ્યો તો ભલે આવ્યો. ગેઇલ પ્રજા એને પણ પોતાનો કરી અપનાવી લેત. ઇંગ્લંડમાં પણ નોર્મન વંશ પચાઉગીર બનીને જ ઉતરેલો. પરંતુ ત્યાંની મૂળ પ્રજા સાથે એ વંશની જે રૂડી મેળવણી થઇ ગઇ, તે આયર્લૅન્ડમાં ન થઇ. કેમકે રાજા પોતે રાજકૂળ લઇને આયર્લૅન્ડનો નિવાસી ન બન્યો. એણે તો કેવળ absentee King–feudalism સ્થાપ્યું. એટલે કે પોતે

અલગ રહી, એક પછી એક ગવર્નરોને જ અમલ ચલાવવા મોકલ્યા. ચાહે તે નોર્મન ઉમરાવને, આયર્લૅન્ડની ચાહે તે ધણીઆતી નધણીઆતી જાગીરો ઇંગ્લંડનો રાજા એનાયત કરવા લાગ્યો. જે ઍંગ્લો-નોર્મનો ઇંગ્લંડથી આવા લૂંટના પરવાના મેળવીને આયર્લૅન્ડમાં ઉતર્યા, તેઓની અને ગેલ પ્રજાની વચ્ચે અદાવત અને કડવાશ જામી પડી. પરદેશી રાજાએ નવી જીતેલી પ્રજા પર શત્રુભાવે જ શાસન માંડ્યું.

ગેલ પ્રજાનો વસવાટ પહાડોમાં જામ્યો, ને ઍંગ્લો-નોર્મન (ઇંગ્લંડથી આવેલા) વસાહતીઓની જમાવટ શહેરોમાં થઇ ગઇ. બન્નેનાં સામસામાં લોહી રેડાતાં જ રહ્યાં. અંગ્રેજ વસાહતીઓ પોતાની અંદરોઅંદર પણ બિલાડાંકુતરાંની માફક લડતાં થયાં. તેઓને આયરીશોની સાથે ભાઇબંધીના સંબંધો બાંધવા જ ન દેવાયા. એવા સ્નેહસંબંધની કોઇ એંધાણી દેખાય કે તત્કાળ એ લોકો પર રાજસત્તાના ઇરાદાપૂર્વકના દારૂણ દંડ ઉતરતા. પરિણામે, ઇંગ્લાંડમાં બે જાતિઓના જાતિસંસ્કાર, રીતરિવાજ, કાયદા અને જબાનોનું જે મિલન થયું, તેનાથી ઉલટું આયર્લૅન્ડમાં વિચ્છેદ વધતો જ ગયો. કેમકે વિજેતા બ્રિટન-રાજની એ નક્કી કરેલી નીતિ હતી. એમ કરતાં ઇ. સ. ૧૩૧૫નું વર્ષ આવ્યું.

## સ્કૉટલેન્ડની સહાય

ગેઇલ પ્રજા સતી નહોતી. એરીનનો પુત્ર ગાફિલ નહોતો. કતલ થતી થતી પણ જાતિ આખી સ્વાધીનતાના ગર્વ સાથ ઉભી હતી. પુનરૂત્થાન માટે પ્રસંગની જ વાટ જોતી હતી. એવામાં સ્કૉટલેન્ડ દેશ સળગી ઉઠ્યો.. એ ભૂમિની કૂખે પણ રોબર્ટ બ્રુસ અને એડવર્ડ બ્રુસ નામના બે ભાઇઓ પાકયા, ને તેઓ પોતાની ભૂમિનો કબ્જો પચાવનાર બ્રિટન-રાજ સામે બહારવટે નીકળ્યા. બ્રિટન-રાજ એડવર્ડ એ સ્કૉટલેન્ડી પ્રજાની નવજાગૃતિ રૂંધવા માટે સૈન્ય સજે છે. આયર્લૅન્ડમાંથી પોતાના

ઍંગ્લો–નૉર્મન ઉમરાવોને·વ્હારે બોલાવે છે, તે સાથોસાથ આઇરીશ પ્રજાને પણ રાજકુમકે તેડું મોકલે છે.

“ના, ના.” આયરીશ પ્રજાએ બે કારણે ના પાડીઃ “એક તો સ્કૉટીશ લોકો પણ અસલ·સેલ્ટ વંશના હોઇ અમારા લોહીભાઇઓ રહ્યા : ને બીજું સ્કૉટીશોને પક્ષે આ ·સંગ્રામમાં ન્યાય છે, ધર્મ છે. એ ધર્મપક્ષની સામે અમે અન્યાયપક્ષે ઉભા·તલવાર ન ખેંચીએ. અમે પોતે જ સમદુઃખી છીએ. નહિ આવીએ.”

ત્યાં તો સ્કૉટીશોના વિજયના સમાચાર સંભળાયા. સાંભળીને આયરીશોને આશા આવી. તેઓને ખાત્રી થઇ કે અંગ્રેજો અવિજેય નથી, આપણે પણ માથું .ઉંચકીએ. એમ સમજી આયરીશોએ સ્કૉટીશોને નોતરું· આપ્યું. એડવર્ડ બ્રૂસને પહાડી સ્કૉટીશોની ફ્રાજ સાથે ઍરીનમાં ઉતાર્યો. આયર્લેન્ડનો રાજાધિરાજ કરી સ્થાપ્યો, ને એના નેજા નીચેથી ગેઇલ·પ્રજાએ બ્રિટનને પડકાર દીધો. બન્ને બ્રૂસ બાંધવો ·આયરીશ તેમજ સ્કૉટીશ મળી વીસ હજારની ફ્રાજ લઇ ઍંગ્લો–નૉર્મનોનાં થાણાં ઉખેડતા આગળ ચાલ્યા. પરંતુ આખરે એની·સેનાને શિયાળો નડયો. ઘણાં મૃત્યુ નીપજ્યાં. રૉબર્ટ બ્રૂસ પાછો ગયો, એડવર્ડ એકલો ઝૂઝવા લાગ્યો.

અંગ્રેજ રાજાએ આયરીશોના આ બંડની ફરીઆદ પોપની સત્તાને પહોંચાડી. બ્રિટનનો પક્ષ કરતી એ ધર્મસત્તાએ આયર્લેન્ડમાં આણ ફેલાવી કે “અંગ્રેજ રાજસત્તા સામે ઉદ્ધત બનનારાઓનો ધર્મમાંથી બહિષ્કાર કરવામાં આવે છે.” આવા અધર્મી આદેશની સામે ઍરીન–પુત્રો ભભૂકી ઉઠયા. તેઓના અગ્રેસરોએ પોતાના વર્તાવના સમર્થનમાં એક પત્ર લખી મોકલ્યોઃ એમાં લખ્યું હતું કે

“......અમે ઇંગ્લાડના રાજા સામે ફિતુરીઓ નથી, કેમકે અમે કદાપિ એ રાજાની વફાદારીના સોગંદ લીધા નથી. અમે તો સ્વાધીન પ્રજા તરીકે અમારા એ શત્રુની સામે મરણિયો સંગ્રામ ખેડી રહ્યા છીએ. એ જાલિમોએ તો ચાર હજાર વર્ષથી અમારા પોતાના જ રાજાધિરાજના અમલમાં ચાલતો અમારો દેશ પોપ

એ ટ્રીમનની મંજૂરીથી પડાવી લીધો છે. ને આ પચાઉગીરોએ અમારા પર અન્યાયી કાયદાઓ ખડકયા છે. એ કાયદાઓ કેવા છેઃ (૧) દેશી પ્રજાજનને, એના જન્મને જ અપરાધે, રાજ-કચેરીમાં કોઇ એંગ્લો-નોર્મન સામે દાવો લાવવાનો હક્ક નહિ. (૨) આયરીશ-ચાહે તે દરજ્જાનો હોય, પણ તેનું ખૂન થાય તો એ ખૂન કરનારને કોઇ અદાલત સજા ન કરે. (૩) આયરીશ વિધવાને જીવાઇ-હક્ક ન મળે. (૪) દેશી આયરીશનાં વસીયતનામાં રદ થાય, ને એની મિલકત એના માલેકો યથેચ્છ વહેંચી નાખે.

"આમ આયરીશ પ્રજાજનનું ખૂન એ ગુન્હો નથી, એવું જાહેર રીતે શીખવનાર રાજા અમારો જાલિમ છે. અમે એના અત્યાચારોમાંથી છૂટવા શસ્ત્રો ધર્યાં છે. અમારા સુરક્ષણ માટે અમે બ્રૂસને રાજા કર્યો છે."

પછી તો બ્રિટન-રાજે આ બધા જુલમાટ વિષે પોતાનું અજ્ઞાન કબૂલ કર્યું. ન્યાયવિચારના વચનો આપ્યાં. એ વચનો ઉપરછલી રીતે પાળીને આયરીશોને પંપાળી લીધા. બ્રુસ રણસંગ્રામ-માં મરાયો. આયરીશોની આશા પણ એની સાથે જ ધૂળ મળી. અંગ્રેજોના જૂના અત્યાચારો નવેસર ચાલુ થયા.

પરંતુ તે પછીના બ્રિટન-રાજોનું ધ્યાન બીજી તરફ રોકાઇ ગયું. આંહી આયર્લેન્ડમાં સુલેહસંપી છવાઇ.

## વીર આર્ટ મૅકમરો

**ચાલીસ** વર્ષ બીજાં વહી ગયાં, અને બ્રિટન-રાજને બીજી વધુ મોટી ફાળ પડી. ચોંકીને એણે જોયું કે અંગ્રેજ વસાહતીઓની અને આઇરીશોની વચ્ચે સંસ્કાર-મિલન જોશભેર ગતિ કરી રહ્યું હતું. એંગ્લો-આઇરીશોએ અંગ્રેજ પોશાક ઉતારી ગેઇલીક લેબાસ તેમજ ગેઇલીક નામો ધારણ કરી લીધાં છેઃ તેઓ ગેઇલીક જબાન બોલતા થયા છેઃ આંતર્-લગ્નો કરી રહ્યા છેઃ પોતાનાં બાલકોનું આઇરીશોનાં કુટુંબોમાં પાલનપોષણ કરાવી રહ્યા છે. બ્રિટને પોતાની નાશક નીતિના માર્ગમાં એક મહાન અંતરાય ઉભો થતો દીઠો. એણે

જોયું કે આયરીશ પ્રજા પોતાના વિજેતાઓને પોતાની સંસ્કૃતિનું અમૃત પીવાડીને પોતાની અંદર એકરસ કરી રહી છે. એને ભય લાગ્યો કે આ મહાન મિલનમાંથી એક સમર્થ પ્રજા જાગશે, અને ઇંગ્લંડની આધીનતાને ફગાવી દેશે. એટલે એણે ઇ. સ. ૧૫૬૭માં એક ધારો પસાર કર્યો: એ ધારો 'કિલ્કેની સ્ટેચ્યુટ'-ને નામે બ્રિટનના ઇતિહાસના અનેક કાળાં ધાબ્બાં પૈકીના એક તરીકે ઉભો છે. એની કલમો આવી હતી:

૧. દેશી આયરીશની સાથે આંતરૂ-લગ્ન કરનાર અથવા દેશીને ઘેર પોતાનાં બાળકને ઉછેરાવનાર હરકોઇ એંગ્લો-આઇરીશ અથવા અંગ્રેજ 'રાજદ્રોહ'નો અપરાધી ઠરશે.

૨. અંગ્રેજ ઓલાદનો કોઇ પણ માણસ જો આઇરીશ નામ ધારણ કરશે, આઇરીશ જબાન, લેબાસ કે રીતરિવાજ અંગીકાર કરશે, તો તેની મિલકતોને જાગીરો જપ્ત થશે.

૩. કોઇ અંગ્રેજે પોતાની જમીન પર આઇરીશોને ઢોર ચારવા કે ગૌચર કરવા આપવું નહિ, તેઓને ધર્મસ્થળોમાં પ્રવેશવા દેવા નહિ; તેઓના ચારણો કે કથાકારોને નોતરવા નહિ.

આ બધા પ્રતિબંધોના ભંગ માટે ભયંકર સજાઓ મુકરર થઇ હતી.

આવા કાયદા ઉથાપનાર એક આયરીશ વીર યુવાન જાગી ઉઠ્યો. એનું નામ આર્ટ મેકમરો : બસો વર્ષ ઉપર એરીન દેશ ઉપર અંગ્રેજ-રાજની પતાકા રોપનાર દ્રોહી ઠાકોર ડરમોટ મેકમરોનો જ આ વંશજ આજે જાણે પૂર્વજનાં મહાપાપનું પ્રાયશ્ચિત્ત કરવા આવ્યો હતો. લીન્સ્ટર પ્રાંતની વડી ઠકરાતના એ વારસ ઉપર એલીઝાબેથ નામની એક અંગ્રેજ ઉમરાવજાદી મુગ્ધ બની અને આપણા આયરીશ વીરભદ્ર આર્ટે એ પ્રેમનો સ્વીકાર કર્યો. બન્ને પ્રેમીઓએ 'કિલ્કેની કાયદા'ની શાહી હજી લીલી હતી ત્યાં જ એને ઠોકરે માર્યો. અમીરકુમારી એલીઝાબેથને રાજસત્તાએ ધમકી દીધી કે નવા કાયદા મુજબ તારી જબરદસ્ત આખી જાગીર ખાલસા થશે. પણ એલીઝાએ પ્રેમને પોતાની જાગીરથી વધુ મુલ્યવાન

માન્યો; પોતાના અંગ્રેજ લોહી અને વંશ કરતાં પ્રણય–મિલનને, બે રૂધિરોના સ્નેહ–સંગમને વધુ પવિત્ર માન્યાં. એણે સંસારી સમૃદ્ધિ ડૂલ કરીને આર્ટ સાથે લગ્નગાંઠ બાંધી. આર્ટ એને પોતાના લીન્સ્ટરના કિલ્લામાં ઉપાડી ગયો.

પત્નીની જાગીરને તત્કાળ સરકારી કડી લાગી ગઈ—ને તે કેવળ આયરીશ વીરની સાથે પરણવાના જ અપરાધ બદલ: એ સાંભળતાં જ આર્ટની આંખ ફાટી ગઈ. એ યુદ્ધે ચડયો. અનેક આઇરીશ ઠાકોરોએ એને સાથ આપ્યો. ઠેરઠેર અંગ્રેજ સેનાઓને હરાવી બ્રિટને બાંધેલા સીમાડા લોપતો એ આગળ ચાલ્યો. ઈ. સ. ૧૩૮૯ સુધીમાં તો એણે આયર્લેન્ડની ભૂમિ પર બ્રિટિશ વસાહતની સરહદો સાવ સાંકડી કરી નાખી.

ચાર હજાર હથીઆરધારીઓ અને ત્રીસ હજાર તીરંદાજો લઈને રાજા રીચર્ડ પોતે ઇંગ્લંડથી ઉતર્યો. પણ એ જોરાવર રાજ–સેનાને આયર્લેન્ડની ગાળીઓ તેમજ નદીઓમાં છુપાઈ રહેલા આર્ટે ઓચીંતા છાપા મારી મારી હંફાવી દીધી. રાજા રીચર્ડને પોતાના મુખ્ય નગર ડબ્લીનમાં ભરાઈ જવું પડયું. ત્યાંથી એણે આર્ટની સાથે સુલેહના સંદેશા ચલાવ્યા. આર્ટની માગણી એક–અને એક જ હતી: મારી પત્ની એલીઝાબેથની જાગીર પાછી સોંપો. રાજા રીચર્ડની માગણી પણ કડક હતી: તેં સર કરેલા મારા સીમાડા પાછા સોંપ. આર્ટ ન માન્યો. બ્રિટનરાજ વીલે મ્હોંયે સ્વદેશે ગયો. પણ શસ્ત્રથી ન જીતાએલા આર્ટને દગલ-બાજીથી ખતમ કરવાની પેરવી ચાલુ થઈ.

એ પેરવી પ્રમાણે એક નોર્મન (અંગ્રેજ) અમીરે આર્ટને પોતાના ગઢ ઉપર મ્હેફિલમાં નોતર્યો. નોતરનાર યજમાનની વિનતિથી આર્ટ માત્ર પોતાના એક ચારણને જ લઈ મ્હેફિલમાં ગયો. મ્હેફિલ ચાલે છે. ભોળો વીર આર્ટ શત્રુતા ભૂલી ગુલતાનમાં ગરક છે, બાજુના જ આંગણામાં સૈન્ય ઘેરી રહેલ છે એની એને ગમ નથી. પરંતુ ચતુર ચારણ કાવત્રું કળી ગયો છે, છતાં ચેતવણી આપવાનો મોકો નથી. એવે આર્ટે પોતાના ચારણને

કોઇ પ્રણયનું મીઠું ગીત લલકારવા કહ્યું. ચારણે વાજીંત્ર લીધું. એને હિકમત સૂઝી. એનાં ટેરવાં વાદ્યના તાર પર રમવા લાગ્યાં. પ્રણયને સાટે ઘોર સંગ્રામના વીર-સ્વરો નીકળ્યા.

આર્ટ આ અનૌચિત્ય દેખી છેડાયો. એને ગઢવી ભૂલ કરતો જણાયો. ફરી કહ્યું કે "ગઢવા ! યુદ્ધના નહિ, પ્યારના સૂર છેડો." "ભૂલ્યો ! બાપ ભૂલ્યો !" કહી ગાયકે ફરી પણ વધુ ઘોર સ્વરો કાઢ્યા. આર્ટ ચેતી ગયો. એણે બારીમાં નજર કરી. તર્ક્ટ દીઠું. ઢાલ ઉઠાવી, સમશેર ખેંચીને એ ઉઠ્યો અને ચોંકેલો ડાયરો ભાનમાં આવે તે પહેલાં તો ચારણને લઇ, ઘોડા પર છલંગ મારી, સમશેર વીંઝતો, શત્રુઓને કાપતો, પાર થઇ ગયો.

પછી તો સદાસાવધ આર્ટ જીવસટોસટના જંગે ચડ્યો. ફરી-વાર રાજા રીચર્ડનું આગમન, ફરી એનો પરાજય, સંધિનાં કહેણ, નિષ્ફળતા, બ્રિટનરાજની શરમીંદી વિદાય, અને છેક ડબ્લીન નગરની દિવાલો સુધી 'એરીન'નું ધ્વજારોપણ ! જો ફક્ત ઘેરો ઘાલવાનાં સાધનો અને વહાણો આર્ટને મળ્યાં હોત, તો ડબ્લીન નગર એણે હાથ કર્યું હોત. ચાલીશ વર્ષો સુધી એરીન ખાતર યુદ્ધો રમી, બ્રિટનની સીમો ભૂંસી ભૂંસી, દેશની સંસ્કૃતિમાં પણ દેવાલયો વિદ્યાલયો વગેરેનો ફાળો ઉમેરી, આદર્શ આતિથ્ય-ભાવના બતાવી, સાઠ વર્ષની ઉમરે આર્ટે શ્વાસ છોડ્યાઃ બ્રિટિશના દેવરાવેલા દગલબાજ ઝેરથી. ૧૪૧૭ની એ સાલ હતી.

હવે પંદરમી સદીમાં આયર્લેન્ડે બ્રિટિશ સત્તાને કેવી પડકારેલ છે તે તપાસીએ.



# સાચેસાચ જીતાયું

પંદરમી સદી ઉઘડે છે, અને બ્રિટનરાજ ઝબકે છેઃ ડબ્લીન નગરની બહાર ત્રીસ ગાઉથી વધુ દૂર એની આણ ફરતી બંધ પડી છે. સમુદ્રતીરની એક સાંકડી પટ્ટી સિવાયનું સારૂં આયર્લૅન્ડ એની સત્તાની હાંસી કરી રહેલ છે. એના કાયદાની મશ્કરી કરતા આયર્લૅન્ડવાસી અંગ્રેજો ને આયરીશો, આઇરિશ રિવાજોને પગલે ચાલી, આંતર્-લગ્નો વગેરે અન્ય તમામ વ્યવહારોમાં ઉતરી રહ્યા છે. નૉર્મનોના અંતરમાં પૂરી હમદર્દી પ્રગટી ચૂકી છે. તેઓ આયરીશ પાર્લામેન્ટની સત્તા ઉપર અંગ્રેજરાજનાં આક્રમણો હવે સાંખી શકતા નથી. અને તેથી ઈ. સ. ૧૪૦૮માં તેઓએ પોતાની પાર્લામેન્ટમાં ઠરાવ પણ કરાવ્યો કે "ઇંગ્લાંડમાં કરેલો કોઇ પણ કાયદો, આપણી પાર્લામેન્ટમાં મંજૂર કરીએ નહિ ત્યાં સુધી આપણા દેશમાં એનો અમલ ન થઇ શકે."

આવી જાગૃતિને તોડી નાખવા ઇંગ્લંડે શું કર્યું ? આયર્લૅન્ડની અંદર તો એનું શાસન નિર્વીર્ય હતું, એટલે એણે પોતાનાં બીજાં સંસ્થાનોને આયર્લૅન્ડ સાથે વેપારસંબંધ રાખવાના મનાઇ-હુકમો મોકલ્યા. ઑક્સફર્ડ અને કેમ્બ્રીજની વિદ્યાપીઠોમાં આયરીશોને અભ્યાસ કરવા આવવાનો પ્રતિબંધ કર્યો. આ આજ્ઞાઓની યે અવગણના થઇ.

ફરી પાછું આયરીશ પરિબલ ઢીલું પડયું. પાર્લામેન્ટનું સંગઠ્ઠન કથળી પડયું. રાજા હેનરી સાતમાએ સર એડવર્ડ પોઇનીંગ્ઝ નામના પોતાના પ્રતિનિધિને વાઇસરોય તરીકે મોકલી પાર્લામેન્ટમાં એવો ઠરાવ પસાર કરાવ્યો કે "બ્રિટિશ રાજાની પ્રીવીકાઉન્સીલની પરવાનગી વગર ન તો આયરીશ પાર્લામેન્ટની બેઠક જ બોલાવી શકાય, કે ન તો એ પાર્લામેન્ટથી કોઇ નવો કાયદો કરી શકાય." આયર્લૅન્ડના લોકહક્કોના ઉઘડતા જતા ફુલ ઉપર આ કાયદો જીવલેણ ઠાર માફક ઉતરી પડયો. ફરી એકવાર પ્રજાશક્તિ રૂંધાઇને પટકાઇ પડી. પડવું એણે વધુ પસંદ કર્યું. પોતાનું પ્રજાત્વ છોડીને ઇંગ્લાંડની સંસ્કૃતિ સ્વીકારવાની એણે ના કહી. એમ પંદરમી સદીની સંધ્યા નમી.

## જીરાલ્ડ–બળવો

પરંતુ સોળમા સૈકાના ઉઘાડમાં નવું કૌતુક પ્રગટ થતું હતું. હવે તો ઇંગ્લંડની સામે પંજો ઉઠાવવા માટે ખુદ અંગ્રેજ આક્રમણકારીઓનાં જ સંતાનો અવતરી રહ્યાં હતાં. જે બ્રિટનો આયર્લૅન્ડ પર ચડાઇ લઇ આવેલા, જેમણે દેશ પચાવી પાડેલો, તેઓનાં જ કુટુંબોમા આયરીશ પુત્રીઓ પત્નીઓ બનીને પેસી ગઇ હતી અને જોદ્ધાઓ જન્માવી રહી હતી. એ માતાઓની કૂખે અવતરનારા મિશ્રરૂધિર ધરનારા બચ્ચાઓ પ્યારી ભોમ 'એરીન' માટે કેવા મર્યા ને મરતાં મરતાં કેવા રૂડા લાગ્યા, એની કથાઓ હવે આરંભાય છે.

કિલ્ડેર નામની ઠકરાત ઉપર ફિટ્ઝીરાલ્ડ–(ટુંકાવેલું 'જીરાલ્ડ') કુળ છે. એની નવમી પેઢી ચાલે છે. મૂળે અંગ્રેજ, પણ આયરીશો સાથે આંતર્–લગ્ને જોડાઇને તેઓએ વતનની અનેક સ્નેહગ્રંથિઓ સ્વીકારી લીધી છે, બીજી બાજુ બ્રિટનરાજનું વાઇસરોયપદ પણ એ જીરાલ્ડ ખાનદાન જ સંભાળે છે. એને આઇરીશ સંસ્કારો અપનાવતા અટકાવવા માટે બ્રિટને વ્યર્થ યત્નો કર્યા. જીરાલ્ડ કુળ ન ડગ્યું. એની સામે ઇંગ્લંડના રાજદરબારમાં

અનેક કાવતરાં રચાયાં. એણે અનેક બ્રિટન–શત્રુ કુટુંબો સાથે લગ્નનાં જોડાણો કર્યાં છે: એણે આઇરીશોને જ પોતાની નીચેનાં અધિકારપદ આપ્યાં છે: એણે બ્રિટિશ નાણાં ઉચાપત કર્યાં છે: એવા અનેક સાંધા આંગ્લ વેપારીઓએ ઇંગ્લાંડમાં જઇને કર્યા. એને એક વાર—ને બીજી વાર બ્રિટનમાં બોલાવ્યો. પોતાના ૨૧ વર્ષના યુવાન પુત્ર સીલ્કન–ટૉમસના હાથમાં વાઇસ–ડેપ્યુટીનો વહિવટ મૂકીને એ ગયો. એને રાજાએ કિલ્લામાં કેદ કર્યો. કોઇએ અફવા ઉડાડી કે વૃદ્ધ જીરાલ્ડની તો હત્યા કરવામાં આવી છે. સાંભળતાં જ યુવાન ટોમસના અંતઃકરણમાં 'એરીન'નો બળવાખોર પ્રાણ પ્રજ્જવલી ઉઠ્યો. બ્રિટિશ જુલમાટ સામે આઇરીશ રુધિર પુકારી ઉઠ્યું. એણે તુર્ત કાઉન્સીલ બોલાવી. દોઢસો અસ્વારો લઇ એ કાઉન્સીલમાં ગયો. જઇને એણે પોતાનું બહારવટું જાહેર કર્યું:

"હું તમારૂં પ્રમુખસ્થાન લેવા નહિ, પણ મારા પિતાની હિચકારી હત્યા થઇ છે તે જણાવવા આવ્યો છું ને આ રાજની તલવાર સુપ્રત કરવા આવ્યો છું. સોગંદ પર મેં એ સ્વીકારી હતી ને તમારા પ્રેમ સારૂ વાપરી હતી. પરંતુ આજે તો હવે મારી તલવારની મારે જ જરૂર પડી છે. આ રાજ–દીધેલી સમશેર મને એના સુનેરી મ્યાન વડે ફોસલાવે છે, પણ એ સુનેરી મ્યાનમાં એણે એની ઝેર પાએલી ધાર છુપાવી રાખી છે. આજે હું એ તમને પાછી સોંપું છું. અને બ્રિટનરાજ! તમે આજથી મને કાળશત્રુ ગણી તમારો બચાવ કરજો. હું હવે રાજા હેનરીનો પ્રતિનિધિ નથી, વૈરી છું. ને જો આયરીશ તેમજ અંગ્રેજ બચ્ચાઓનાં તમામનાં હૃદય આજ પોતપોતાને ગુજરેલા અન્યાયોનો બદલો લેવા મારે પડખે ખડા થઇ જશે, તો મને શ્રદ્ધા છે કે બ્રિટન–રાજ હેનરી આઠમાનું નામ, એની પચાઉગીરી અને સિતમગીરીને કારણે ફિટકાર પામશે. ભવિષ્યની પ્રજા એની યાદદાસ્ત પર ઘૃણા પુકારશે. આજથી હું તમારા એ માલિક પ્રતિની મારી સમસ્ત કર્તવ્યભાવનાને, વફાદારીને ફગાવી નાખું છું."

એટલું બોલીને એણે પોતાનો સરકારી સાથો ઉતારી ભોંય પર ફેંક્યો, પગ નીચે કચર્યો. એના યોદ્ધાઓએ સમરનાદ

ગજાવ્યો. એ સમરનાદ અંદર અને બહાર બધે પ્રચંડ ઘોષણા સાથ ઝીલાયો, ટૉમસના ચારણે પોતાના વાદ્ય ઉપર આયરીશ રણ–ગીતની સૂરાવળ છેડી. એ શૌર્યગાથાના સૂરોએ રોમરોમ સળગતા તરુણ વીરને વધુ ઉત્તેજીત કર્યો. અંગ્રેજ કાઉન્સીલરો આભા બની ગયા. કાઉન્સીલનો લૉર્ડ ચાન્સેલર એની પાછળ દોડ્યો. ટૉમસનાં કાંડાં ઝાલી, અશ્રુધાર વરસાવતો, એ બાળકને વિનવવા લાગ્યો. પરંતુ ટૉમસનું તોફાન શમ્યું જ નહિ. એ દૂધમલ બાળક બહારવટે નીકળ્યો.

બેશક એણે આવેશને વશ બની ઉતાવળ કરી હતી. એનો વૃદ્ધ પિતા 'ટાવર'ને બંદીખાને રીબાતો છતાં જીવતો હતો. ટૉમસ બહુબહુ લડ્યો. આખરે વાઇસરોયના અભય–વચન પર ઇતબાર રાખી એ શરણે થયો. 'ટાવર'માં પૂરાયો. આયર્લૅન્ડના શત્રુએ એને ખતમ કરવાનો જ નિશ્ચય કર્યો. એટલે અંગ્રેજ સરકારનો અભય–કોલ વાયુમાં ઉડી ગયો. એ બહુ દિવસની કર્પીણુ રીબામણીનો એક દિવસ અંત આવ્યો. એને ને એના પાંચ સાથીઓને રાજદ્રોહી જાહેર કરી ફાંસીએ લટકાવી દીધા. એનું, એની આરામગાહનું ક્યાંયે જો નામનિશાન હોય તો તે બ્રિટિશ 'ટાવર'-ના કારાગૃહની દિવાલ પર : " ટૉમસ ફિટ્‌જીરા–" એટલાજ કોતરેલા અક્ષરો : વાંચતાં ને યાદ કરતાં આયર્લૅન્ડને રોમેરોમે કમ્પ ઉઠે છે. આયરીશ સંતાનો બોલે છે કે " આ બિચારા સામી છાતીએ ખતમ થયા. એણે ભૂલો કરી તો ભૂલોનાં મોંઘાં મૂલ પણ ચુકાવ્યાં. પણ તેઓએ આયર્લૅન્ડના ઘડતરમાં સાથ પૂર્યો. એ જીરાલ્ડ કુળને તો આજ પણ આયરીશ ખેડુ સંભારે છે; ને આયરીશ કવિએ એની દેશભક્તિને અનેક ગાથાઓમાં સંઘરી લીધી છે*

---

*The Geraldines ! the Geraldines ! —
'tis true in strong bow's van,
By lawless force, as conquerors,
their *I*rish reign began.

## રાણી એલીઝાબેથની મોહિની

પ્રજા ઉપર આવા ત્રાસની સનસનાટી છવરાવી, સાત વર્ષનો સમય વીતવા દઇ બ્રિટનરાજ આયર્લૅન્ડમાં ઉતર્યો, પાર્લામેન્ટની બેઠક બોલાવી, આયરીશ પાર્લામેન્ટની તવારીખમાં પ્રથમ પહેલી જ વાર દેશી આયરીશ પ્રતિનિધિઓને નિમંત્ર્યા અને પોતે 'લૉર્ડ ઓફ આયર્લૅન્ડ' ને બદલે 'કીંગ ઓફ આયર્લૅન્ડ' ની પદવી ધારણ કરવાનો ઠરાવ પેશ કરાવ્યો. એ પ્રસ્તાવ અંગ્રેજી તેમજ આયરીશ બન્ને ભાષામાં વંચાવ્યો. એને મંજૂર કરાવ્યો. 'ઉમરાવ' મટી 'રાજા' પદ ધારણ કર્યું. રાષ્ટ્રભાષાને અપાયેલું આ છેલ્લી વારનું માન હતું.

તે પછી એ રાજાની પુત્રી 'ખુની મેરી'નું શાસન શરૂ થયું. બેટીએ બાપથી સવાયા અત્યાચારો ગુજાર્યા.

---

Those Geraldines ! those Geraldines !—
Not long our air they breathed,
Not long they fed on venision
in Irish water seethed,
Not often had their children been
by Irish mothers nursed,
When from their full and genial hearts
an Irish feeling burst !
The English monarchs strove in vain,
by law, and force, and bribe
To win from Irish thoughts and ways
this 'more than Irish' tribe,
For still they clung to fosterage,
to brehon, cloak and bard :
What king daresay to Geraldine—
'your Irish wife discard !'

એણે તો એવા એવા કાયદા ઘડયા કે જેને પરિણામે ઇંગ્લાંડનું મનાઇ થએલું ખોટું નાણું આયર્લૅન્ડમાં આવી ઉભરાયું. આયર્લૅન્ડનો વેપાર પડી ભાંગ્યો. એણે પણ પિતાને પગલે ચાલી આઇરીશ પ્રજાજનના પરાપૂર્વથી ચાલ્યા આવતા જમીનમાલિકીના હક્કો ઝૂંટવી લીધા. જુદી જુદી ઠકરાતના ઠાકોરો લોક–વરણીથી નીમાતા, તેને બદલે તે બધાને વંશપરંપરાના ' ઇંગ્લીશ ઉમરાવો' બનાવી રાજમોહિનીના સીસામાં ઉતાર્યા. આયરીશ ભાષા તેમજ પોશાકના પ્રત્યેક રિવાજ પર પ્રતિબંધ મૂકી દીધો.

પછી ઇંગ્લાંડના ઇતિહાસમાં પૂજાઇ ગયેલી રાણી એલીઝાબેથ આવી. એણે પ્રજાને શાં શાં વિષ પાયાં? આયરીશ ઠાકોરોના બેટાઓને ફરજીઆત અંગ્રેજ રાજદરબારમાં ભણતર લેવા તેડાવ્યા. પોતાની રાજરીતનો ઉછેર આપી એ બધાને બ્રિટનના ભક્તો બનાવવાની એ કરામત હતી. આવી ગુલામીની ઉછેરનીતિ કદાચ સફળ નીવડી હોત, જો એ જુવાનોને પ્રજાએ પાછા કાયદેસર વારસો તરીકે સ્વીકારી લીધા હોત તો. પરંતુ પ્રજાએ તો બ્રિટિશ રાજ્યે દાખલ કરેલા વારસા–હક્કના કાયદાને ઠોકરે માર્યો. અંગ્રેજરાજે મુકરર કરેલા એ વારસોના હક્કોની પ્રજાએ અવગણના કરી. પોતાનો જે પ્રાચીન વરણી–ધારો હતો તે જ ચલાવે રાખ્યો. એટલે કે એક ઠાકોરની હયાતીમાં જ પ્રજા એના અનુગામીની રીતસર ચુંટણી કરતી હતી.

## હ્યુ ઓ નેઇલ

**આ**મ છતાં યે આયર્લૅન્ડનો એક સિંહ સમોવડ સપૂત, 'બ્લેક ટોમ' નામનો રણશૂર ઠાકોર એ રાજભક્તિના વશીકરણમાં સપડાઇ ગયો. ચૌદ વર્ષના એ સેલ્ટીક રક્તથી રસબસતા ખુમારી-ભર્યા કિશોરને રાજવંશની કૃત્રિમતાએ કચરી નાખ્યો. કિશોરાવસ્થા એણે અંગ્રેજી યુવરાજના પાસવાન તરીકે વીતાવી, ને યુવાનીમાં એને રાણી એલીઝાબેથના સૌંદર્યે જખ્મી કર્યો. જીંદગીભર રાણીની કૃતઘ્નતાની લાતો ખાતાંખાતાં પણ એણે ' રાણીજીનાં ગૌરવ'

ખાતર અનેક પીડનો સહ્યાં. ને તેથી જ એ 'રાજભક્તિ'ના કુવામાં એની ઉજ્જવલ રાષ્ટ્રભક્તિ ડૂબી ગઇ. એના સેલ્ટીક ચારિત્ર્યને પિછાનવા આયરીશ પ્રજાએ આજ લગી પણ ના પાડી છે. એવા અનેક ઓજસ્વંત આયરીશ કુમારોની જીંદગી એલીઝાબેથે ધૂળ મેળવી. પરંતુ એક નરશાર્દુલ એ ફાંસલામાંથી ઉગરીને ઉભો થઇ ગયો. એનું નામ 'હ્યુ ઓ નેઇલ.' એને પણ એલીઝાબેથનાં રાજ–ઉછેરનું વિષ પીવારવામાં આવ્યું, એનું ચારિત્ર્ય ભ્રષ્ટ થઇ ચુકયું. એનામાં રાજ–કુટિલતા અને દાવપેચના સંસ્કાર સીંચાયા. પણ એ રાણીના મોહપાશમાંથી છુટી સ્વદેશે પાછો આવ્યો ત્યારે એના જીવનમાં સ્વદેશપ્રેમ અને રાજમોહિની વચ્ચેનું જુદ્ધ જાગી ઉઠયું. આખરે દેશાભિમાન જીત્યું. અંગ્રેજી સત્તાનું ઉથાપન અને જન્મભૂમિની આઝાદી, એ એકજ સિદ્ધિ માટે જીવન–સમર્પણનો એણે નિરધાર કર્યો. એણે જોયું કે એલીઝાબેથના અત્યાચારોએ ધાર્મિક સ્વરૂપ ધારણ કર્યું છે. પ્રોટેસ્ટંટ ધર્મને રાજધર્મ કરી બેસનારી એ રાણીએ આયર્લૅન્ડની રોમનકેથોલીક પંથ પાળનારી પ્રજા ઉપર આગ, ખુનરેજી અને શા શા જુલમાટો છુટા નહોતા મૂકયા! હ્યુ ઓ નેઇલે પોતાના દેશના સહધર્મી સ્પેનના રાજા સાથે સહાયની મંત્રણા ચલાવી. ૧૫૯૭ ના ઉનાળામાં એણે દેશભરમાં બળવો સળગાવી મૂકયો. ૧૫૯૮માં એણે અંગ્રેજ ફોજની સાથે મુકાબલો કર્યો. પ્રચંડ પરાજય દીધો. અંગ્રેજ સત્તા હલમલી ઉઠી. આયરીશ બચ્ચાંને પણ યુદ્ધ–કૌશલ વરી શકે છે એવું નવીન સત્ય અંગ્રેજોને ભણાવી દીધું. એના વિજયની જ્વાલા દેશભરમાં પ્રસરી વળી. એલીઝાબેથે પોતાના એક ખાસ પ્રેમપાત્રને સૈન્ય લઇ મોકલ્યો તેણે પણ ગઝબ હાર ખાધી. કેમકે 'હ્યુ ઓ નેઇલ'ના છત્ર તળે તો સમગ્ર આયર્લૅન્ડ સંગઠિત થઇ ગયું હતું.

પછી તો ઇંગ્લાંડથી બે રાજપુરુષો ઉતર્યા. સાથે સોના–રૂપાની થેલીઓ હતી. માથામાં ભરી હતી આયરીશ સંગઠનમાં ચીરાડો પાડવાની આબાદ યોજનાઓ. દેશના દળબળમાં અનેક જુઠાણાં, તર્કટો ને નાણાં વડે તેઓએ ભંગાણ પાડયું. ૪. સ-

૧૬૦૧ના વર્ષાન્તે હ્યુ ઓ નેઇલના લશ્કરે એવી હાર ખાધી કે આયર્લેંન્ડના ભાવી પર જીવલેણ ઘા પડ્યો. એના અનેક સાથીઓ કુટુંબીઓ, ભાઇઓ, ભોળવાઇ જઇને ઇંગ્લાંડના વિષ–પ્રદાનથી મુવા. ૧૬૦૭માં અનેક કુમારો નાસીને પરદેશ ઉતરી ગયા. તેની સાથે જાણે પ્રજાએ પણ પલાયન કર્યું. અલ્સ્ટર અને લીન્સ્ટરના સુનકાર પડેલા પ્રાંતો પર બ્રિટને સ્કૉટીશ ને અંગ્રેજ વસ્તી વસાવી દીધી. ને મહાવીર હ્યુ ઓ નેઇલ પણ અંધ બની, ખળભળી જઇ, છતાં સ્વાધીનતાને પુકારતો, ૭૬ વર્ષની વયે છેક રોમનગરમાં મરણ પામ્યો. ઓ નેઇલ ઇત્યાદિ અનેક ઠાકોરોની ઠકરાતો, તેઓને બહારવટીઆ ઠરાવીને બ્રિટને ખાલસા કરી.

અહીંથી આયર્લેંન્ડના ઇતિહાસ પર એક પડદો પડે છે. ૧૫૯૯થી ૧૬૦૨નો એ ભીષણ સંગ્રામ પ્રાચીન સ્વદેશ–શાસન ટકાવવાનો છેલ્લો પ્રયત્ન હતો. 'ઓ નેઇલ' વંશની વિદાય સુધી આયર્લેંન્ડ સાચેસાચ જીતાએલું નહોતું. પણ તે દિવસથી તે દેશ પર બ્રિટનનો વાવટો પૂરા તોરથી ફરકતો થયો.

પુરાતન આયર્લેંન્ડ અદ્રશ્ય થાય છે, તે સાથેસાથ નૂતન આયર્લેંન્ડનાં નવપિચ્છ પ્રગટે છે. એ નૂતન આયર્લેંન્ડનો જન્મ દરિયાપારના અન્ય દેશોમાં થયો જોવાય છે. 'એરીન' જાણે કે નવું સ્વરૂપ ધારણ કરી જગતભરની પ્રજાઓ વચ્ચે ઘૂમવાનું નિર્માણ થવાથી ચાલી નીકળી હતી. રૂપાવરણા સમુદ્રમાં મઢેલું એ નીલમ, એ અટૂલું અને અજીત પુરાતન એરિન : અને પોતાના દેશવટે વેરાયેલા ને પરદેશી આકાશ નીચે ઉભી નિજ અન્યાયોનો બદલો લેવા મથતા, પોતાની ભાવનાઓ મ્હેકાવતા હજારો બેટડાઓની જન્મદાત્રી નૂતન એરીન : એ બન્ને વચ્ચેની કડી સ્વરૂપ હતો મહાવીર હ્યુ ઓ' નેઇલ.

## ઇતિહાસકારો

અજાયબી તો એ રહી છે કે સોળમી ને સત્તરમી શતાબ્દીના આટઆટલા અકથ્ય સંહારકામની વચ્ચે પણ આયરીશ કવિઓની કાવ્યધારા ને આયરીશ ઇતિહાસકારોની ઇતિહાસ–રચના આબાદ

રીતે ચાલુ રહી છે. એની ભાષાસમૃદ્ધિનો યશકલશ જરીકે ઝાંખો પડયો નથી. ખરેખર, ઇતિહાસવેત્તાઓ સાચુ જ લખી ગયા છે "Seldom can there have been a nation which clung more tenaciously to its civilization and culture : ભાગ્યેજ કોઇ પ્રજા એવી હશે કે જે પોતાની સંસ્કૃતિને આથી વધુ મક્કમપણે વળગી રહી હોય."

'વ્હાલા એરીન'ના તવારીખો તૈયાર કરી જનાર પાદરી જ્યોફ્રે કીટીંજનું નામ હરએક આયરીશના હોઠમાંથી ઝરી રહેલ છે. અસલ અંગ્રેજ વસાહતી વંશનો જ એ પુત્ર ઉલટાનો સવાયો આયરીશ નીવડયો. દેશની કેળવણી તો બ્રિટને કચરી નાખી હતી અને ઇંગ્લંડનાં વિદ્યાલયો પણ આયરીશો સામે બંધ હતાં, એટલે જ્યોફ્રે વિદેશે જઇ ભણ્યો, પાદરીનું પદ લઈ સ્વદેશે આવ્યો. વિધર્મી રાજસત્તાએ એની પાછળ મોતનું વારંટ છોડયું, જ્યોફ્રે એરીનના પહાડ–જંગલોમાં છુપાઇ ગયો, અને ઝાડીની એક ગુપ્ત ગુફામાં નિવાસ લઇ એણે પોતાનું જીવનકાર્ય કરવું ચાલુ રાખ્યું. એ બધો વખત એના મસ્તક માટે ઇનામ ચાલુ જ હતું.

એનું જીવનકાર્ય શું હતું? જૂનામાં જૂના એંગ્લો–નોર્મનોના આક્રમણ સુધીનું ઇતિહાસ–લેખન. એ લેખનની સામગ્રી કોની કને હતી? ભટકતા ચારણોની જીભનાં ટેરવાં પર, મોટા કુટુંબોના વંશપરંપરાગત વહીવંચાઓના ચોપડામાં, અને સાધુઓના મઠોની અંદર સુરક્ષાએલા જુના હસ્ત–લેખોમાં. પરંતુ તે વખતે તો પરદેશી સત્તાએ કાયદા ઘડીઘડીને ચારણ–કુળને આશ્રયદાતા વિનાનું કરેલું. એજ હાલત કરેલી વંશ–વહીવંચાઓની. અને ધર્મ-મઠોને તો લૂંટીઝૂંટી લીધા હતા. એ વિનાશમાંથી ઉગરી શકેલી કેટલીક સામગ્રી ક્યાંઇક કબ્રસ્તાનોમાં ને ઝૂંપડાંઓમાં કે જંગલોમાં દફનાવી રાખી હતી.

આ બધું હાથ કરવા જ્યોફ્રે ગુપ્ત વેશે દેશભરમાં ઘૂમ્યો. મઠો ને કિલ્લાઓમાં ફર્યો, મૃત્યુના મુખમાં રહેીરહી વિરલ સામગ્રી પ્રાપ્ત કરી, અને ગુફામાં પેસી એને ગોઠવ્યું, સંકલના–

બદ્ધ ઇતિહાસનું કલેવર બનાવ્યું, ને પછી એ કલેવરમાં એણે દેશની મૂળ ભાષા–ગેઇલ ભાષાના પ્રાણ ફૂંક્યા. ક્યારની યે હીણા-એલી, અદાલતો છાવણીઓ વિદ્યાલયો તેમ જ દેવાલયોમાંથી બાતલ કરવામાં આવેલી, છતાં વ્હાલી, 'મીઠી' ને પરિપક્વ આયરીશ ભાષામાં જ એણે દેશનો દુર્લભ ઇતિહાસ ઉતાર્યો. એ ઇતિહાસ કેવળ હકીકતો ને સાલવારીનું હાડપીંજર નહોતો. એની લખાવટમાં તો જ્યોફ્રેએ પોતાની વીરપૂજા ને વેદના ઠલવી નાખી છે. એવા જ તવારીખ–નવેશો બીજા "Four masters"ના નામથી મશહૂર ચાર પાદરીઓ થઇ ગયા. તેઓએ રાજસત્તાની લટકતી તલવાર નીચે, છાનાં છાનાં, ધર્મમઠોનાં ખંડિયેરોમાં લપાઇને આયર્લૅન્ડનું ઇતિહાસ–સાહિત્ય અમર રાખ્યું. એ એકાંત દેશસેવાના સાક્ષીઓ હતા–આયર્લૅન્ડના પહાડો : એ અબોલ, અચલ, આસમાની પહેરગીરો : સ્વાધીનતાનાં નિરાધાર સંતાનોને, યોદ્ધાઓને અને વિદ્વાનોને પોતાની ગોદમાં આશરો આપનાર એ શિખરમાલાઓ. એવી એ માતાતુલ્ય ગિરિમાલાઓની વચ્ચે વીંટાઇને જ્યોફ્રે જેવા દેશભક્ત સંત ઇતિહાસકારો અખંડ નિદ્રામાં પડયા છે. ઉજાગરાના થાક વિરમે છે. એની આરામગાહોનાં ય એંધાણ નથી રહ્યાં. એને એંધાણોની ભૂખ પણ નહોતી. એનાં ફૂલોમાં મળેલી માટી ઉપર 'એરીન'ના વાયરા ઉંચાં નીલાં ઘાસ ઝૂલાવે છે. 'એરીન' માતા જાણે એ ઝંપેલા બેટાઓને ખોળામાં સુવારી એકાન્તે વીંઝણા ઢોળે છે.



# સાગરપારે નવજન્મ

Owen Roe, our own O'Neile !
He treads once more our land !
The sword in his hand is of Spanish steel!
But the hand is an Irish hand.

પુરાતન એરીને પ્રાણ ત્યજ્યા, પણ નૂતન એરીન યુરોપને કિનારે અવતરી ચુકી છે. દેશવટે ન્હાસી છૂટેલા બહારવટીયા ઓ'નેઇલ રાજપુત્રો રખડી રવડી, બ્રિટનના જાસુસોના ઝેરથી ને દગાથી ખતમ થઇ ગયા, પરંતુ એના બેટડાઓ સ્પેન, હૉલેન્ડ વગેરે દેશોનાં સૈન્યોમાં ઝલકી ઉઠયા છે. તેઓ ત્યાં ઉભા ઉભા 'મીઠી એરીન' પર મીટ માંડી રહેલ છે. ઓ'નેઇલ અને ઓ'ડૅનેઇલ વંશનાં અલ્સ્ટર મન્સ્ટર બન્ને પરગણાં ખાલસા કરીને બ્રિટનરાજ માની બેઠો છે કે એ વંશને પોતે હમેશાંને માટે હોલવી નાખ્યા. પરંતુ વસ્તુસ્થિતિ એમ નહોતી. 'એરીન' નવે અવતારે ઉભી થઇ હતી. એનો એક દેશબાલ સ્પેનના સૈન્યની સરદારી કરતો કરતો અવસરની વાટ જોઇ રહ્યો છે. એનું નામ 'ઓવેન રો ઓ'નેઇલ.' એની આંખો 'એરીન' ઉપર જ રમતી હતી. એને મોકો પણ મળી ગયો. ઇંગ્લંડ અને સ્કૉટલંડમાં આંતર-વિગ્રહ ફાટયો. અંગ્રેજ તાજની સત્તા આયર્લૅન્ડમાં ઢીલી પડી ગઇ. ખુદ ન્યાયની રાજ–

અદાલતો પણ ઉડી ગઇ. એ અરાજકતાને મિટાવવા પ્રજાજનોએ જ મળીને એક સર્વોપરિ રાજ–કાઉન્સીલ ચુંટી. એ વખતે ઓવેન રો' સ્પેનથી ૨૦૦ કવાયતબાજ અધિકારીઓને લઇ ઉતર્યો. તલવાર સ્પેનની હતી, પણ તલવાર ઝાલનાર પંજો તો આઇરીશ દેશભક્તનો હતો. એ રાજ–કાઉન્સીલના શાસન તળે ઓવેન રો' એક પ્રાંતનો સેનાપતિ નીમાયો. બેન્બર્બના યુદ્ધમાં એણે અંગ્રેજ સૈન્યને એક જબ્બર પરાજય દીધો. ને એનું કંગાલ, જર્જરિત સૈન્ય એના ઉપર પ્રાણ પાથરવા જેટલું મોહિત બની ગયું. આખા આયર્લૅન્ડનો ઇતિહાસપ્રવાહ પલટાવી નાખવા જેવી એનામાં તાકાત હતી, પરંતુ દ્વેષીલા, આઝાદીના રંગે ન રંગાએલા એવા બીજા સેનાપતિઓએ એને પુરો સાથ ન જ આપ્યો.

## ક્રૉમવેલનો કેર

એજ વખતે ઇંગ્લાંડમાં રાજા ચાર્લ્સનું માથું ઉતારી પ્રજા લોકશાસન સ્થાપે છે. પરંતુ તેથી અંગ્રેજ પ્રજાની આયર્લૅન્ડ પ્રતિની દાનત ન બદલાઇ. એને આયર્લૅન્ડની આઝાદીની પડી જ ન હતી. એને તો આ પરાધીન દેશને પોતાનું જ પરગણું બનાવવો હતો. એની સ્વતંત્ર સંસ્કૃતિને જ ધોઇ નાખવી હતી. એટલે એ લોકશાસનનો રક્ષપાલ ઑલીવર ક્રૉમવેલ પોતે જ ૯૦૦૦ અસ્વારોહી અને ૪૦૦૦ પેદળ લઇ, પોતાના લોહઅઠિત ( Iron-sides ) સૈનિકોની લોખંડી એડી તળે આયર્લૅન્ડને છુંદી નાખવા ડબ્લીન નગરમાં ઉતર્યો.

ક્રૉમવેલ જોઇ શકત કે આયરીશ દેશભક્તિના અંગાર કેવા હતા. ઓવેન રો' ક્રૉમવેલના સ્વાગતનાં તલવાર–તોરણ બાંધવા ચાલ્યો આવતો હતો. પરંતુ એનું શરીર રસ્તામાં જ પડી ગયું. લોકોએ સાક્ષી પૂરી છે ને કવિઓએ કાવ્યમાં રૂદન કર્યું છે, કે માર્ગમાં એક મ્હેફિલની અંદર એને અંગ્રેજના જાસુસોએ જ ઝેરથી માર્યો. એ ઝેર એના જોડામાં મૂકાએલું. ડેરી (વર્તમાન લંડનડરી)

નગરને જ્યારે એણે અંગ્રેજ સેનાના આક્રમણમાંથી બચાવ્યું, ત્યારે નગરલોકોએ એ ઉદ્ધારક સૈન્યના માનમાં મ્હેફિલ આપેલી, ને એ મ્હેફિલમાં જે મોજડી પહેરીને ઓવેન રો' નૃત્ય રમ્યો તે જ મોજડીમાં એ ઝેર મૂકાયું હતું. એ ૧૬૪૯નું વર્ષ હતું. ક્રૉમવેલે હવે નિર્ભય બનીને દાઝ કાઢી. એણે ચલાવેલી કતલ અવર્ણનીય કહેવાઇ ગઇ છે. ૯ હજાર ઓરતોબાલકોને તો એણે ઉઠાવી જઇ અમેરિકામાં ગુલામ કરી વેચ્યાં. એ પાછો ગયો ત્યારે આયર્લૅન્ડની વસ્તીનો ⅔ ભાગ રેંસાઇ ગયો હતો. બાકી રહેલી સાડાઆઠ લાખની વસ્તીમાંથી પણ દોઢ લાખ તો અંગ્રેજો ને સ્કૉટીશો હતા. કિલ્લાઓને તોપો માંડી ચૂરેચૂરા કર્યા હતા. આજ પણ આયર્લૅન્ડમાં 'Curse of Cromwell : ક્રૉમવેલની હત્યાનું પાપ!' એ ભયંકર શાપનું વાકય વપરાય છે.

સત્તરમી સદીની બરાબર અધવચાળે એરીનની આ હાલત થઇ ગઇ. આયર્લૅન્ડ સુનકાર બની ખાવા ધાતું હતું. તે છતાં તે જ વેદના-ઘડીએ, 'એરીન'નું મુખ ઉજ્જવલ કરનાર એક નર અવતરતો હતો. ફ્રાન્સની રણભુમિ પર બ્રિટિશ સૈન્યને હાર આપીને મરનાર એ વીરના આ છેલ્લા શબ્દો આજ પણ આયર્લૅન્ડના દિલેદિલના તારને ઝણઝણાવી મૂકે છેઃ

"ઓ પ્રભુ ! આ રૂધિર વહાલા આયર્લૅન્ડને વાસ્તે રેલાયું હોત !"



# વીર સાર્સફીલ્ડ

એનું નામ પેટ્રીક સાર્સફીલ્ડઃ આયર્લૅન્ડના ઇતિહાસ-ચક્રને એક નવો આંટો ફેરવનારઃ આજ પણ આયર્લૅન્ડની અજાયબીઃ આયર્લૅન્ડનો આદર્શ. ક્રૉમવેલ સામેના સ્વદેશ–યુદ્ધમાં 'ઓવેન રો'ની જમણી ભુજા જેવો બનીને લડનાર અને પ્રાણ આપનાર આયરીશ વીર રોરી ઓ' મૂર એનો માતામહ થાય. અને એનો પિતા અસલ અંગ્રેજ કુળમાંથી અવતરેલો. આમ સાર્સફીલ્ડના શરીરમાં અસલ ગેઇલ અને વસાહતી અંગ્રેજ, બન્ને જાતિનું રક્ત-મિશ્રણ થયું હતું. બ્રિટિશ સત્તાએ મનાઇ કરેલા આવા આંતર્–લગ્નમાંથી ઉત્પન્ન થએલ સાર્સફીલ્ડનું કલેવર પોતે જ પરદેશી સત્તાના પડકાર સમું પવિત્ર હતું. 'પ્યારી એરીન'ની એક હરિયાળી ખાણના ગામડામાં એનો જન્મ થયો હતો. માતાના ખોળામાં સૂઇ બેસીને એણે સ્વદેશભક્તિનું શિક્ષણ લીધું. જુવાન થઇને સાર્સફીલ્ડ ઇંગ્લાંડ આવ્યો, તે સમયના રાજા જેમ્સ [બીજા] ના લશ્કરના એક રેજીમેન્ટમાં કેપ્ટનનો દરજ્જો પ્રાપ્ત કર્યો. ને પછી માતૃભુમિને મુક્ત કરવાના મનોરથ હૈયામાં સંઘરીને સાર્સફીલ્ડ સમયની વાટ જોતો બેઠો. શત્રુના જ ઘરમાં પેસી શત્રુની જ કરામતો એણે હાથ કરી, શત્રુનાં છિદ્રો એણે તપાસી લીધાં.

ને એને શોધતી એક શુભ ઘડી આવી પહોંચી. સત્તરમી સદીનો સાયંકાલ હતો, જુલમગાર રાજા જેમ્સ પર, બ્રિટનની

પ્રજાનો તેડાવ્યો, એ જેમ્સનો જ જમાઇ વીલિયમ પ્રીન્સ ઑફ઼ ઓરેંજ હૉલેંડના રાજકુલમાંથી ચડી આવ્યો. રાજા જેમ્સ તો ફ્રાન્સમાં નાઠો, પરંતુ એને એક આશા રહી ગઇ : કે કદાચ આયર્લૅન્ડ મને સંઘરશે. સાર્સફીલ્ડને સંગાથમાં લઇ એ આયર્લેન્ડને તીર ઉતર્યો. પ્રજાને વચન આપ્યું કે મને જીતાડશો તો હું તમને તમારી જમીનો ઇસ્કામતો પાછી આપીશ, તમને સ્વતંત્ર પાર્લામેન્ટ અને ન્યાયતંત્ર આપીશ, બંધનમુક્ત વ્યાપારહક્કો આપીશ, અને કેથોલીક સંપ્રદાયવાળાઓને માટે રાજ્યની તેમજ લશ્કરની તમામ નોકરીઓ ખુલ્લી મૂકીશ. માટે તમે "તમારા ધર્મને ખાતર તેમજ કાયદેસરના રાજાને ખાતર" શસ્ત્રો ઉઠાવો.

ગઇ કાલ સુધી જે રાજાએ પોતાના સ્વધર્મી કેથલીકોને તેમજ વિરોધી પ્રોટેસ્ટંટ સંપ્રદાયના આયરીશોને છુંદે રાખ્યા હતા તે જ રાજા આજે 'ધર્મ અને કાયદેસરના રાજા'ને નામે સહાય માગતો હતો. 'ધર્મ અને હક્કદાર રાજા'ને નામે શું શું નથી થયું ? સાર્સફીલ્ડને તો શી પરવા હતી ધર્મઝનૂની જાલિમ જેમ્સની કે શી આશા હતી વિદેશી રાજા વીલિયમની ! એને રાજાનાં વચનોમાં વિશ્વાસ નહોતો. એણે તો આ ઓઠા તળે આયર્લૅન્ડને જગાડવાનો અવસર નિહાળ્યો. કોનોટ પ્રાંતમાં એણે ઘેરઘેર ઘૂમી કાળી મહેનતે ૨૦૦૦નું હયદળ ઉભું કર્યું. એક પછી એક ગઢકિલ્લાનો બચાવ એ કરવા લાગ્યો. પણ નવો રાજા વીલિયમ ૩૬૦૦૦ તાલીમબદ્ધ હૉલેન્ડી સૈનિકોને લઇને ઉતર્યો. એટલે બાયલો રાજા જેમ્સ આયરીશોની ઠેકડી કરતો કરતો રપૂચક થઇ ગયો. અને આયરીશ પ્રજાએ સાર્સફીલ્ડને સાચા સ્વદેશ-ભક્તના સ્વરૂપમાં ઓળખી લીધો. આજ લગી 'સાર્સફીલ્ડ તો રાજાનો માણસ છે' એ ભ્રમણામાં રહેલી પ્રજાએ એ પુરુષ-નો અંતરતમ અભિલાષ પિછાન્યો. પ્રજાએ એને પોતાનો વીર કરી અપનાવ્યો.

લીમેરીક નામનું મુખ્ય મથક : એનો જર્જરિત ગઢકિલ્લો : ત્યાં સાર્સફીલ્ડનો પડાવ નખાયો. નદીને સામે પાર રાજા વીલિ-યમનું રાક્ષસી લશ્કર ઘેરો નાખીને પડ્યું છે.

"સાર્સફીલ્ડ !" યુદ્ધકુશલ યુરોપી સાથીઓને અટ્ટહાસ કરીને કહ્યું, "આ ગઢની દિવાલો તો શત્રુઓ બાફેલાં બટાટાં મારીને જ ભાંગી નાખશે. દારૂગોળાની જરૂર નહિ રહે."

"ના ભાઇ," સાર્સફીલ્ડે કહ્યું; "લીમરીક તો આયર્લૅન્ડનું કલેજું છે. એ જીતાયે આયર્લૅન્ડ અમારૂં થઇ ચૂક્યું. હું આ શહેર નહિ છોડું."

ફીસાઇને વિદેશી મદદગારો પોતાનાં લાવલશ્કર સહિત ચાલ્યા ગયા. સાર્સફીલ્ડ એ ધૂળ જેવો કિલ્લો સમારવા લાગ્યો. રાત અને દિવસ દેશની સ્ત્રીઓએ અને બચ્ચાંઓને પણ આવીને એને કિલ્લાના ચણતરમાં મદદ દીધી.

બાતમી મળી કે રાજા વીલીઅમ ડબ્લીનથી દારૂગોળાના જંગી જથ્થાની ને એક તોપખાનાની રાહ જુવે છે. કાલે અહીં તોપ-ખાનું આવી પહોંચશે અને કિલ્લાની કાંકરીએ કાંકરી ઉડાવી દેશે.

પાંચસો ચુનંદા અસ્વારો લઇ રાતોરાત સાર્સફીલ્ડ નીકળી ગયો. વિકટ વનજંગલો વટાવી બરાબર મોકાની જગ્યાએ ઘોડા બાંધી પાંચસો જણા લપાઇ બેઠા. રાજા વીલીઅમનું પ્રચંડ તોપખાનું એ અંધારે પહોરે માર્ગમાં વિસામો ખાય છે. એને ભય નથી, કેમકે લીમરીક દૂર નથી. ચોકીપહેરા લાગી ગયા છે. સંત્રીઓ ટેલે છે. મુસાફરોને ટપારાય છે.

એમાં ઓચિંતો સાર્સફીલ્ડ તૂટી પડ્યો. શત્રુદળને ઘાયલ કર્યાં, જીવતા ઝાલ્યા. પછી આખો દારૂગોળો એકઠો કર્યો. ગંજ ખડક્યો. આગ ચાંપવાની અણી પર છે, ત્યાં સાર્સફીલ્ડને યાદ આવ્યું. તમામ જખ્મી અને ઝલાએલા શત્રુદળને દૂર સહીસલામત સ્થળે હટાવી લીધા. પછી દારૂગોળામાં ચાંપ દાબી, પોતાના ધ્વંસને માટે ધસ્યે આવતાં એ શસ્ત્રોનો જ ધ્વંસ કરી નાખ્યો. છતાં લશ્કરી કેદીઓને તેમજ જખ્મીઓને એણે ઉગારીને જીવતા છોડી દીધા.

એ તોપખાનાના કચ્ચરઘાણનો જ્વાલામુખી રાજા વીલીઅમે લીમરીકને પાદરથી જોયો. તે ભડકાને ભાનમાં આવે તે પહેલાં તો

સાર્સફીલ્ડ પાછો શહેરમાં દાખલ થયો. શત્રુ નવા દારૂગોળાની રાહ જોવે છે તે દરમ્યાન લોકોએ કિલ્લેબંદીમાં કચાશ ન રાખી. તોપોના ધડાકા દિવાલોને હચમચાવી ન નાખે તે માટે પ્રજાજનોએ પોતાનાં ઉનનાં ધોકડાં પણ એ ગોળાને ચુપ કરી દેવાની કરામત રૂપે દિવાલ આડાં લટકાવી દીધાં.

આખરે સંગ્રામ મંડાયો. દિવાલમાં ગાબડું પડયું. શત્રુનો ધસારો થયો. હાથોહાથ યુદ્ધ ચાલ્યું. નગરના માર્ગ પર આયરીશ લલનાઓ પણ રણ-ડાકાઆરી કરતી ઝઝૂમી. માતાઓ, પુત્રીઓ, બહેનો ને પત્નીઓ—તમામે હથીઆર ચલાવ્યાં.

શત્રુઓને હઠાવ્યા. ગામ બહાર કાઢયા. પીછો લીધો. પણ ત્યાં એક અકસ્માત બન્યો. ધસારામાં ભાન ન રહેવાથી આયરીશોનું દળ છેક જતું શત્રુઓના પડાવની અંદર પેસી ગયું. ત્યાં બંદુકોની જે ફટાફટી બોલી તેમાં ઓચીંતી દુશ્મનોના સૈન્યની ઇસ્પિતાલને આગ લાગી ગઇ. ભડકા નીકળ્યા. આયરીશોને ખબર પડી. પોતાનો બચાવ છોડીને તેઓ એ જ્વાલાઓમાં ઝંપલાવી પડ્યા. દુશ્મનોના જખ્મી દર્દીઓને ઉઠાવીઉઠાવી બહાર લઇ આવ્યા. બીજાઓએ આગ ઓલવવા માંડી. આખરે જ્યારે જખ્મી શત્રુઓને જોખમની બહાર સલામત સ્થાને મૂકી દીધા, ત્યારે જ તેઓ પાછા હથીઆર ચલાવી શત્રુદળને ભેદતા ભેદતા શહેરમાં ચાલ્યા આવ્યા.

## શેનોનના સેતુ ઉપર

બ્રિટનરાજે ત્યાંથી ઘેરો ઉઠાવ્યો. અને લીમરીકને પાદર વહેતી એની એ મહાન શેનોન નદીના તીર પરનું એથલોન નગર ઘેર્યું. એક કિનારે હતું આઇરીશોનું જૂનું એથલોન, ને સામેજ કિનારે વસ્યું હતું એંગ્લો-આઇરીશોનું નવું એથલોન. બન્ને વચ્ચે એક માત્ર સેતુ છે. તે સિવાય આવજાનો રસ્તો નથી. બ્રિટિશ સેનાએ એંગ્લોઆઇરીશ નગર પર ધસારો કર્યો. પોતાના દેશબાંધવોને બચાવવા ગએલા જૂના એથ્લોનના આયરીશોને પાછા હઠવું પડયું. સેતુ પર થઇને સહુ પસાર થઇ ગયા. પોતાના ગઢકોટ

બીડી દીધા. પણ પોતાનો વારો આવવાને ક્યાં વાર હતી ! હમણાં દુશ્મનો સેતુને ઓળંગીને આવશે ! પેરવી રચાઇ : પુલની કમાનો તોડીને પાણીમાં પધરાવી દઇએ. સૈન્ય સામે કાંઠે પૂલનું દ્વાર રક્ષતું, શત્રુદળના ધસારા રોકતું ઉભું રહ્યું. પાછળ નગર-જનો સેતુને ઉખેડવા મંડયાં. ખુનખાર ટક્કર : સેતુની કમાનોનો છેલ્લો કડેડાટ : ' પાછા આવો ! ઝટ પાછા આવી જાઓ !' નો પુકાર : પણ પાછા વળવાની વેળા નથી રહી. સેતુ કડેડીને જઇ પડે છે શેનોનના પ્રવાહમાં : આયરીશ સૈનિકો પણ નગર ઉગર્યું જોઇને નદીમાં ઝંપલાવે છે. પાછળ શત્રુદળની બંદૂક–ગોળીઓની ત્રમઝૂટ વરસે છે. છતાં એકેએક આદમી ડૂબકી ખાઇ, અણીશુદ્ધ સામે પાર પહોંચી, જૂના એથ્લોનમાં પેસી જાય છે.

રાત પડી. અંધારામાં બ્રિટિશ સેનાપતિએ સૈન્યને કામે લગાડયું. સેતુની તૂટેલી કમાન પર પાટીઆં જડાવા લાગ્યાં. પ્રભાત પહેલાં તો તે પર થઇને આયરીશ નગરમાં પહોંચવું હતું. સમારકામ ઉપર બ્રિટિશ તોપબંદુકોના ચોકીપહેરા ઉભા હતા.

આયરીશોએ કિલ્લામાંથી આ દીઠું. એક જોદ્ધો ઉઠયો. તેનું નામ કુસ્સુમ. તવારીખે એ નામનું જતન કર્યું છે.

" છે કોઇ અગીઆર જુવાનો, વતન માટે મરનારા ? " કુસ્સુમે હાકલ કરી.

પ્રત્યુત્તરમાં સો જુવાનો ખડા થયા. દસને કુસ્સુમે તારવી લીધા. એ દસ ને એક પોતે, એમ અગીઆરે દોટ દીધી. સેતુ પર શત્રુએ જડેલાં પાટીયાં ઉખેડવા લાગ્યા.

શત્રુસૈન્યમાંથી બંદુકોની ધાણી ફુટી. ધુમાડાના ગોટા ઘેરી વળ્યા. ધુમાડો વિખરાયો ત્યારે અગીઆર મુર્દા સેતુ પાસે પડયાં હતાં, તે સાથોસાથ અનેક પાટીઆં પણ સેતુ પરથી ઉખડીને ચાલ્યાં ગયાં હતાં.

ફરી હાકલ પડી : " છે કોઇ મરણિયા ? "

બીજા અગીઆર ઉઠયા. કાળદૂત સમા તેઓ સેતુ પર ધસ્યા. સામેથી ગોળીઓ વછૂટી. ધુમાડો ઉડયો ત્યારે બે જ જણ જીવતા

હતા. પણ શત્રુએ પાથરેલાં સેતુ પરનાં પાટીઆં તો નીચે શેનોનનાં નીરમાં જ તરતાં હતાં.

મેકોલેએ રોમનગરનો સેતુ રક્ષનાર વીર હૉરેશ્યસની શૌર્ય-ગાથા રચી છે. આંહી એની કવિતા ન ઉછળી શકી. કેમકે આયરીશ વીર કુસ્યૂમ અંગ્રેજ કવિતાને મન અસ્પૃશ્ય હતો.

ત્રણ વારના પ્રયત્નો એળે ગયા. પણ આખરે શત્રુ-સેનાપતિએ નદીના ઉપરવાસના ભાગમાં એક ઠેકાણે છીછરું પાણી શોધી કાઢયું. રાત્રિના અંધારામાં શત્રુ-સૈન્ય પાર થઇ રહ્યું છે. સાર્સફીલ્ડ કિલ્લા પરથી નદી વીંધતા હજારો ઓળા નિહાળે છે. પરંતુ હવે વાત એના હાથમાં નહોતી. મદદનીશ ફ્રેંચ સૈન્યનો એ કબ્જો હતો. ફ્રેંચ સેનાપતિએ સાર્સફીલ્ડને તરછોડી કાઢયો.

આથ્લોન હાથથી ગયું.

આયરીશ તવારીખના આ કુંકુમાક્ષરો છે.

## લીમરીકની સંધિ

ફરીવાર સાર્સફીલ્ડે લીમરીકના ગઢનું શરણ લીધું. ફરીને લીમરીક શત્રુદળે વેર્યું. લીમરીકના વસમા અનુભવો બ્રિટિશ સેનાપતિ વિસર્યો નહોતો. એણે સાર્સફીલ્ડને માનવંત સંધિનું કહેણ મોકલ્યું કે "રોમન કેથોલીક આયરીશ પ્રજા પોતાના ધર્મના પાલન પરત્વે આગલા રાજા ચાર્લ્સ બીજાના સમયમાં જે હક્કો ભોગવતી તે તમામ હક્કો તેને પાછા આપું છું. અને વફા-દારીના સોગંદ લેનારા તમામ લોકોને હું ક્ષમા આપું છું."

બ્રિટનરાજ વીલીઅમે તો વીર સાર્સફીલ્ડને ચિઠ્ઠિ મોકલી કે "ઓ સાર્સફીલ્ડ ! તું મારી નોકરીમાં આવ. તારી સેવાનાં મોંમાગ્યાં મૂલ ચુકાવું."

સાર્સફીલ્ડે પોતાના હવાલ નિહાળ્યા : જાગીરો જપ્ત થઇ છે: ઘરબાર ગયાં છે: જન્મભુમિ પર ઉભા રહેવાનું યે સ્થાન નથી: પાસે રહી છે ફક્ત એક તલવાર : ઘડીભર એના મનમાં થયું :

આ હોલેન્ડથી આવેલા રાજકુળની ચાકરીમાં શું અનૌચિત્ય છે! ને મારું સર્વસ્વ તો ચાલ્યુ ગયું છે.

"સર્વસ્વ ગયું છે ખરૂ–પણ આત્મગૌરવ તો રહ્યું છે ના! એ કેમ ગુમાવું?" અંતરાત્માએ અવાજ દીધો.

બ્રિટનરાજના ધ્વજ તળે ઉભવાની એણે ના કહી મોકલી. ને લીમરીકની ટક્કર તો હવે ઝીલાય તેમ નથી. કેવળ આયરીશ બચ્ચાઓને કપાવી શાદ નાખવા? માનભરી સંધિનું કહેણ શત્રુ પોતે આપી રહેલ છે: ધાર્મિક સ્વતંત્રતા, હથિયાર ધરવાના હક્કો, ને જરજમીનના માલીકીહક્કો, એ ત્રણેનો કોલ આપે છે.

વેદનાથી વલોવાઇ રહેલે હૃદયે, ઇ.સ ૧૬૯૧ના સપ્ટેમ્બર માસની ૨૩મી તારીખે સાર્સફીલ્ડે માનભેર 'લીમેરીકની સંધિ' કરી, પરંતુ હજુ જ્યાં સંધિના પત્ર પર સહી થાય છે, ત્યાં તો આયર્લેન્ડની વહાર કરવા માટે ૩૦૦૦ સૈનિકો અને ૧૦,૦૦૦ને પૂરાં પડે તેટલાં અસ્ત્રશસ્ત્ર લઇને ફ્રાન્સ દેશનાં જહાજ શેનોનને તીરે આવી ઉભાં રહ્યાં. સાર્સફીલ્ડની આંખનો એક મીચકારો જ બસ થઇ પડત. એ મહાન મિત્રસેના બ્રિટનરાજના દળબળનાં ફોતરે-ફોતરાં ઉડાવી દેત.

પણ સાર્સફીલ્ડ કોલ આપી ચુક્યો હતો. સંધિને એણે પવિત્ર માની હતી. ફ્રેંચ સૈન્યને એણે પાછાં વળાવી દીધાં. એ થઇ આયરીશ ખાનદાની. તેની સામે અંગ્રેજ સજ્જનતા કેવી હતી? ઇતિહાસ સાક્ષી છે, લીમરીકનુ નામ આજે પણ 'કરારભંગનું નગર: City of the Violated Treaty' બની રહ્યું છે. સંધિનો શિલાલેખ આજ પણ ત્યાં ઉભો છે. પરંતુ તેના ઉપર કોતરાએલા એ અક્ષરો નથી, થીજી ગએલાં આંસુઓ છે.

સાર્સફીલ્ડે પોતાના સૈન્યના સર્વ મૃતદેહોની લશ્કરી પાયદસ્ત કાઢી. પડઘમ બજ્યાં. આયરીશ પતાકા ફરફરી. બંદગી બોલાઇ. દફન પૂરું થયું.

# આખરી પસંદગી

**ઑ**કટોબર માસની ૧૨ મી તારીખ હતી. આયરીશ સૈનિકોને આખરી પસંદગી કરવાનું પ્રભાત હતું. લીમરીકના તૂટેલા કોટની રાંગે આયરીશ પ્રજાજનોની ઠઠ જામી હતી. નજીકની ડુંગરધારો ઉપર ભયફફડતા ખેડુતોની મેદની બેઠી હતી. માતાઓ ને પત્નીઓ, ભાઇભાંડુઓ ને બચ્ચાંઓ મુંગુંમુંગું રૂદન કરતાં હતા. કેમકે હમણાંજ 'એરીન' ઉજ્જડ બનવાની હતી.

અંગ્રેજ સેનાપતિ બ્રિટનરાજનો ધ્વજ રોપીને ઉભો છે. સેનાપતિ સાર્સફીલ્ડ સામી બાજુએ ઉભો છે. શેનોનનાં નીર ઉપર ફ્રાન્સ દેશનાં જહાજો નાંગરેલાં છે. એ જહાજોમાં સાર્સફીલ્ડની સહાયે આવેલું ફ્રાન્સનું મિત્રસૈન્ય ઢૂકળે છે.

એ ઉંડી નિસ્તબ્ધતાની અંદર ૧૫ હજાર આયરીશ લડવૈયાના કદમ બોલ્યા. આવીને આયરીશ સેના ઉભી રહી.

પગમાં જોડા નથી, ચીથરેહાલ પોશાક છે, ભાંગ્યાંતૂટયાં હથિયાર છે, સામે વિલાપ કરતાં સગાંવહાલાં ઉભેલ છે. તોયે ગેઇલ-બચ્ચાઓ ટટ્ટાર ખડા છે. દેખાતી દરિદ્રતામાં પણ દરેક મુખમુદ્રા ઝલકે છે.

"જેઓને બ્રિટનરાજના ધ્વજ નીચે ચાકરી કરવી હોય," અંગ્રેજ સેનાપતિએ ઉચ્ચાર્યું; "તેઓ આ ધ્વજ સુધી આવીને પાછા ફરી જાય."

"ને જેઓને દેશવટે નીકળી દૂર બેઠે માતૃભુમિની આઝાદી માટે મથવું હોય, તેઓ બ્રિટિશ ધ્વજને ઓળંગી આગળ વધે." સાર્સફીલ્ડે અવાજ દીધો.

"આગે કદમ!" આદેશ ગાજયો.

આદેશ મળતાંની વાર જ સેના હલમલી: બટાલીઅન પછી બટાલીઅન ચાલ્યાં: બ્રિટિશ ધ્વજની છાયા ચગદી, બીજી પાર નીકળી ગયાં. ચૌદ હજાર જુવાનોએ દેશવટો સ્વીકાર્યો. કારણ કે વફાદારીના સોગંદ લેવા તેઓનો અંતરાત્મા ના પાડતો હતો.

બ્રિટિશ સેનાપતિને ભાગે માત્ર એક હજાર અસ્વાર અને દોઢ હજાર પેદલ પાછાં વળ્યાં.

ગર્વછલકતી છાતીએ સાર્સફીલ્ડ પોતાના બંધુજનોનું વીરત્વ અને સ્વાર્પણ નિરખી રહ્યો. એનાં નેત્રો ભીનાં થયાં. એણે ઉદ્દગાર કાઢયા:

"જીવનનું જે કંઇ પ્યારું છે, તે સર્વનો ત્યાગ કરીને આ જુવાનો અજાણ્યા દેશોમાં ચાલી નીકળે છે. ત્યાં તેઓને પરાયી સત્તાઓનાં સૈન્યમાં પારાવાર મુશ્કેલીઓ વેઠતા નોકરી કરવાની છે. કોઇ તેઓને ઓળખશે નહિ. પરંતુ તેઓ આયર્લૅન્ડને ખાતર જાય છે. યુરોપી રાજાઓનાં લશ્કરોમાં રહ્યારહ્યા અમે નૂતન આયર્લેન્ડનું સર્જન કરીશું."

ડિસેમ્બરની ૨૨મીએ એ તમામને જહાજ પર ચડાવી, છેલ્લામાં છેલ્લી ટુકડી ચડી ચુકી હતી ને પછી, ડુબેલી આગબોટના કપ્તાનની ખાનદાન રીતે, સૌને અંતે, સેનાપતિ સાર્સફીલ્ડ સફરે ચડયો. વહાણો દરિયે વળ્યાં. શઢો અદૃશ્ય બન્યા. માતાઓ ને પત્નીઓ જોતી રહી. ગયા તેમાંથી કોઇ પાછું વળવાનું નહોતું. એક પણ આંખ જન્મભુમિનો કિનારો જોવાની નહોતી.

× × ×

યુરોપની રણભુમિઓ ઉપર જ્યારેજ્યારે બ્રિટનરાજનાં સૈન્યો ફ્રાન્સ, સ્પેન કે જર્મનીની સેનાઓ સામે લડવા ઉતર્યાં, ત્યારેત્યારે એ યુરોપી સેનાઓ માંહેલા આયરીશ બટાલીઅનો 'ઓરીન'ને નામે સામે ધસ્યાં હતાં. ધસતી વેળા તેઓની રણ-કીકીઆરી આ હતી : "વિસરશો ના લીમરીકના સંધિભંગને."

× × ×

ઇ. સ. ૧૬૯૩ના જુલાઇ માસની ૨૯મી તારીખે ફ્રાંન્સ દેશના લેન્ડન નગરના રણક્ષેત્ર ઉપર અંગ્રેજ અને ફ્રેન્ચ સમશેરોના મુકાબલા થયા. ફ્રેન્ચ સેનાપતિનું વીરત્વ સહુ કોઇએ નિહાળ્યું. વધુ વખાણ્યું શત્રુઓએ. ફ્રાન્સને વિજય અપાવીને એ સેનાપતિ ઢળી પડયો.

પોતાના રૂધિરનીતરતા જખ્મો પર માટ માંડીને એણે **અવશેષ** ઉદ્ગારો કાઢયા :

" હા પ્રભુ ! આ જખ્મો વ્હાલા આયર્લૅન્ડને માટે ઝીલાયા હોત ! "

એ હતો સેનાપતિ સાર્સફીલ્ડ. એનો દેહ ત્યાં પડ્યો.

× × ×

ફોન્ટેનોયનું યુદ્ધ સમેટી, ઇંગ્લાંડની સામે ફ્રાન્સનો વિજય વર્તાવીને આયરીશ રેજીમેન્ટ પાછું ફર્યું છે. બીજી આખી સેના ગાનતાનમાં ગરકાવ છે. પરંતુ આયરીશ સૈનિકોની આંખોમાં ચોધાર આંસુ ચાલ્યાં જાય છે.

ફ્રેન્ચ સેનાપતિ વિસ્મય પામીને પૂછે છે કે " તમે શીદ રડોછો ? તમે તો અમને આ વિજય અપાવનારા છો ! "

આયરીશો બોલ્યા : " સાહેબ, બ્રિટિશ લશ્કરમાં અમારા દેશબંધુઓ હતા, અમારા સ્વજનો હતા, કેટલાક તો ભાઇભત્રીજાઓ હતા. તેઓ પરાધીન જન્મભુમિમાં રોટી ન જડવાથી બ્રિટનની નોકરીમાં રહ્યા હતા. આજ અમારે તેઓને શત્રુઓ સમજીને કાપવા પડ્યા છે. તમારે વિજય છે, પણ અમારે તો જાદવાસ્થળી છે. "

સેનાપતિ સમજ્યો. આયરીશોનું રૂદન એનાથી ન જોવાયું. એણે બેન્ડને આયર્લૅન્ડની ભક્તિનું ગાન ઉપાડવા કહ્યું.

એ રાષ્ટ્રગાનની રોમાંચક સૂરાવળ સાંભળતાં જ આયરીશોનાં આંસુ અટકી ગયાં. ગાન પૂરૂં થતાં તો ગગન ગાજી ઉઠ્યું : Hurrah for old Ireland : જય હો જૂની જન્મભોમ આયર્લૅન્ડનો ! "

બ્રિટનરાજ જ્યૉર્જ બીજાએ સાભળ્યું કે આયરીશો અજબ વીરત્વથી ઝૂઝે છે. એણે જોયું કે પોતાને ન જીતવા દેનારા એ આયરીશો જ છે.

નિઃશ્વાસ નાખીને એ બોલી ઉઠ્યો: "સત્યાનાશ જજો એ કાયદાઓનું, કે જે કાયદાઓએ મને આ બહાદુરોથી વંચિત કર્યો છે!"

સ્વભૂમિમાંથી બહિષ્કૃત થયેલું એ બધું શૌર્ય વિદેશે દફનાઇ ગયું. પરાયા આશ્રયદાતાઓને સેંકડો જીતો કરાવી પોતે સહુ તો પાંચપાંચ હાથ જમીનની અંદર જ સમાઇ ગયા. એ સમાધિઓની ઉપર પણ તેઓનાં નામઠામ ન લખાયાં. સાર્સફીલ્ડ સરખાને માટે ય આ પરસત્તાઓએ કોઇ સ્મૃતિચિહ્ન ચણેલું નથી. જ્યાં એ દટાયો તે સ્થાન દેખાડનાર એક પત્થર-એક પાળીયો પણ મૂકાયો નથી. રાજાઓને મન તો આ બધા ભાડૂતો જ હતા.

એવી સત્તરમી સદી ગુજરી.



# સમશેરબળથી સ્વાધીનતા

અઢારમા સૈકાનો ઉગમ થાય છે. દેશવટે જઈ મરેલા આયરીશોએ તો માન્યું જ હશે કે હવે 'એરીન' મિટ્ટીમાં મળી ગઈ. સહુ કોઈ એમજ માને, કારણ કે બ્રિટનના ઘાવ જીવલેણ જ હતા.

પ્રથમ તો લીમરીકના કોલ તૂટ્યા. રાજા વીલીઅમ અને એની અંગ્રેજ પાલામેન્ટ ફરી બેઠાં. તેઓનો રાજધર્મ પ્રોટેસ્ટંટ બન્યો, એટલે ધર્મ-ઝનૂનથી પ્રેરાએલી બ્રિટન રાજસત્તાએ આયર્લેન્ડના રોમન કેથોલીક પ્રજાજનો ઉપર નીચે મુજબના આકરા કાયદા ઠોકી માર્યા :

૧. કોઈ રોમનકૅથોલીક આયરીશ, પોતાના બાળક સિવાય કોઈ પણ બાળકોને ભણાવી ન શકે, નિશાળો ચલાવી ન શકે.

૨. રોમનકૅથોલીક પિતા પોતાના પુત્રને પરદેશમાં ભણવા ન મોકલી શકે.

૩. રોમનકૅથોલીક પાદરી અથવા ધર્મપુરુષ સરકારી દફતરે રજીસ્ટર થયેલો હોવો જોઈએ. ન નોંધાયેલા-સરકારી પરવાના વગરના પાદરીને તુર્ત જ પરહેજ કરવો. એવા પાદરીની બાતમી આપનારાઓને માટે ઇનામ ઠરાવવામાં આવ્યાં.

૪. રોમનકૅથોલીકના વારસ-હક્કના નિયમો અત્યંત કડક થયા.

૫. કોઇપણ પ્રોટેસ્ટંટ પ્રજાજન કોઇપણ રોમનકૅથોલીક પ્રજાજનનો ચાહે તેવો કીમતી ઘોડો માત્ર પાંચ પૌંડ ચુકાવીને આંચકી લઇ શકે.

૬. કૅથોલીકો હથીઆર ન રાખી શકે.

૭. આ ગુન્હાઓ બદલ કૅથોલીકોનો મુકર્દમો વગર જ્યુરીએ ચાલે.

આવા આવા અનેક ધારા ' પીનલ લૉઝ 'ના નામથી પ્રખ્યાત છે. અંગ્રેજ રાજસત્તાએ ધાર્મિક ખુન્નસને છુટું મેલી આયર્લેન્ડની મોટે ભાગે રોમનકૅથોલીક સંપ્રદાયની વસતીનો શાંત વધ કરી નાખવાની ગણતરી રાખી હતી. પરંતુ આવી કડક કાયદાજાળની વચ્ચે પણ આયરીશ મરણીયાઓ છુપીછુપી શાળાઓ ચલાવી બાળકોને ભણતર ભણાવતાં રહ્યાં. ઇતિહાસ કહે છે કે આયરીશ બાલકો પોતાના મૃત માતપિતાની કબરો ઉપર ચાક વતી અક્ષરો ઘુંટતાં હતાં, કેમકે નિશાળ એમને માટે નહોતી. ભણવું એ એમને માટે ફોજદારી ગુન્હો હતો.

આટલું જ બસ નહોતું. આ જ દમનકાળની અંદર આયર્લૅન્ડે સરસમાં સરસ કવિઓ નીપજાવ્યા. આ જ યુગમાં ગેલીક ભાષાને, સાહિત્યને અને કવિતાને ઉત્તમ ફાલ ઉતર્યો. દુનિયાના પટ પર એવી કોઇ પ્રજા નથી જન્મી કે જેણે આયર્લૅન્ડના જેટલી અજબ અક્કલ ને અખૂટ રૂઝણ-શક્તિ બતાવી હોય.

પછી અંગ્રેજ સરકારે પ્રજાની જમીન ઉપર કોરડો ચલાવ્યો. એકંદર ૧૦ લાખ એકર રોમનકૅથોલીકોની જમીન જપ્ત કરી લીધી. એમાંની કેટલીક તો બ્રિટનરાજની રખાતોને બક્ષવામાં આવી. તે સિવાય બ્રિટનરાજનાં અમૂક જે જે ખર્ચો ઇંગ્લાંડની પાર્લામેન્ટની સામે ચર્ચવા માટે પણ આણી ન શકાય તેટલાં ગલીચ હોય, તે બધાં આયર્લૅન્ડને ખાતે પરબારાં ઉધારવામાં આવતાં. રાજાની પ્રેમિકાઓ બધી આયર્લૅન્ડ પર પોષાતી.

એટલા ધાર્મિક ઝનૂનને તૃપ્ત કરી લેવાનું હોત તો કદાચ બ્રિટન ફાવી જાત. કેમકે આયર્લૅન્ડની પ્રોટેસ્ટંટ વસતીનો એને સાથ રહેત. વસ્તુતઃ આટલા પૂરતી તો પ્રોટેસ્ટંટ પ્રજા મોટો લાભ ઉઠાવી રહી હતી. ખાસ હક્કોના ભોગવટા એને મીઠા થઇ પડ્યા હતા. પરંતુ બ્રિટનને તો ધાર્મિક સ્નેહગાંઠની યે પરવા નહોતી. અંગ્રેજ પ્રજાને તો પ્રથમ દરજ્જે દ્રવ્યલાભ જોતો હતો એટલે એ વેપારી પ્રજાની પાર્લામેન્ટે આયર્લાન્ડના હુન્નરઉદ્યોગ ઉપર આ પ્રમાણે તરાપો મારી:

૧. આયર્લૅન્ડનો સહુથી વધુ માતબર ઊનનો ઉદ્યોગ: બ્રિટિશ સામ્રાજ્યનાં સંસ્થાનોમાં એ ઊનની નિકાસ કરવાનો પ્રતિબંધ થયો. ઘરઆંગણે એના ઉપર ઉગ્ર જકાત મૂકાઇ.

૨. પશુઓની નિકાસનો બુલંદ વેપાર: એની મનાઇ થઇ.

૩. આયર્લૅન્ડે કાચનો ઉદ્યોગ ઉપાડ્યો. એને રૂંધવાનો કાયદો ઘડાયો.

૪. રેશમ, મોજાં વગેરેની બનાવટ ચાલુ થઇ, તો ઇંગ્લાંડની બજારમાંથી એને બાતલ રાખવાનો ધારો પસાર થયો.

૫. આયર્લૅન્ડ પોતાની જરૂરીઆતોની આયાત સંસ્થાનોમાંથી તેમજ યુરોપમાંથી બારોબાર જ કરતું હતું. બ્રિટને કાયદો ઘડ્યો કે આ આયાત પ્રથમ ઇંગ્લાંડમાં ઉતારીને તે પછી જ આયર્લૅન્ડમાં લઇ જવી. પરિણામે વેપાર તૂટી પડ્યો.

મરણીઓ આયરીશ કારીગર અને વેપારી આ વાતનો પણ સામનો કરી શકત. પરંતુ ઇંગ્લાંડના માતબર મૂડીદારોએ ન્યાયની હરીફાઇનો સિદ્ધાંત બાજુએ મૂક્યો. તેઓએ પોતાનું દળબળ બાંધી, થોડાં વર્ષની નુકશાનીને જોખમે પણ આયર્લૅન્ડની બજારોમાં પાણીમૂલ સસ્તા માલની રેલમછેલ કરી મૂકી.

અંગ્રેજ વેપારીઓની આ ઇર્ષ્યાએ અને સ્વાર્થાન્ધતાએ ગરીબ આયરીશ વેપારઉદ્યોગનો આ પદ્ધતિથી કેટલો ઘાણ વાળી નાખ્યો તેની મુંગી સાક્ષી પૂરતાં અનેક ઉજ્જડ બંદરો આ વીસમી સદીના ...તે પણ આયર્લૅન્ડને આથમણે કિનારે ઉભાં હતાં.

પરંતુ પરિણામ સારું આવ્યું. વેપારઉદ્યોગની આ જફા તો આખા દેશની આબાદીને લાગવાથી રોમનકેથોલીક અને પ્રોટેસ્ટંટ બન્નેની વચ્ચે રેવણરૂપ બની ગઇ. ધર્મની માયાવી માન્યતાઓ પર રચાયેલાં વૈર રોટલીના સાચા પ્રશ્નની આંચ લાગતાં ઓગળી ગયાં. પ્રજામાં નવીન હમદર્દી પ્રગટ થઇ ગઇ. બ્રિટિશ સત્તા સામે ધિઃકાર જનમ્યો. હજારોની સંખ્યામાં ઘરબાર છોડી વિદેશે ચાલી નીકળેલી બન્ને સંપ્રદાયોની આયરીશ પ્રજાએ અમેરિકા વગેરે દેશોમાં વાસ લીધા. ને ત્યાં બેસી એણે બન્નેએ બ્રિટન પર કેવા ઘાવ ઝીંક્યા તેની કથા આગળ કહેવાશે.

## દેશભક્ત ગ્રેટન

ઘરઆંગણે રહી તે પ્રજાએ ભૂતકાળમાં નજર કરી. એક પછી એક શસ્ત્રોના બળવા થએલા દીઠા. પણ શસ્ત્ર ઉઠાવવાનું ખમીર અત્યારે નથી રહ્યું. મોકો યે નથી. લોહી રેડવાની ઉર્મિ નથી જાગતી. પ્રજાએ નવું જીવન-પ્રકરણ ઉઘાડ્યું. એ પ્રકરણ હતું બંધારણપૂર્વકના પ્રજાઘડતરનું : પાર્લામેન્ટની જુમ્બેશનું.

યાદ હશે કે આયર્લેંન્ડમાં એક પાર્લામેન્ટ હતી. આ પાર્લામેન્ટમાં ફક્ત વસાહતી અંગ્રેજ પ્રોટેસ્ટંટો જ બેસતા, તેઓને બ્રિટિશ પાર્લામેન્ટની પરવાનગી સિવાય ન તો બેઠક બોલાવાની કે ન તો કોઈ કાયદો ઘડવાની સત્તા હતી. ઉપર જણાવેલા કાળા કાયદાઓ બ્રિટિશ રાજસત્તાએ જ આ દેશી પાર્લામેન્ટ પાસે કરાવ્યા હતા. એમાં બેસનારાઓ પરદેશી સરકારનાં પૂતળાંઓ જ હતાં. એ પાર્લામેન્ટનો કબજો લેવા ને એને સ્વતંત્ર બનાવવા આયરીશોએ આંદોલન મચાવ્યું. એક એવો નર નીપજ્યો.

એનું નામ ગ્રેટન. એ ગેલ પણ નહોતો, એંગ્લો–આયરીશ પણ નહોતો. એનાં માતૃકુલ અને પિતૃકુલ બન્ને અંગ્રેજ હતાં. છેલ્લાં સો વર્ષથી જ તેઓ આયર્લેંન્ડનાં વસાહતી બન્યાં હતાં. ઇ. સ. ૧૬૪૧ પછી વસાહત કરવા આવેલાં જે અંગ્રેજ કુટુંબો પોતાનું અતડાપણું, ઉચ્ચતાનો ઘમંડ, અને અંગ્રેજી ભાષાનું જ સેવન

સાચવી રહેલ, તે માંહેલું જ આ કુટુંબ હતું. પરંતુ તેમાંથી આયરીશ દેશભક્ત ગ્રેટન અવતર્યો.

ગ્રેટન કાયદા ભણ્યો. રાજકારણનો રસિયો બન્યો. ઇંગ્લાંડની પાર્લમેન્ટમાં એણે પીટ અને ચેથામ જેવાનાં વાણી–તેજ દીઠાં. પોતે ય વક્તા બન્યો. ૨૯ વર્ષની જુવાન વયે આયરીશ પાર્લામેન્ટમાં ચુંટાઇને બેઠક લીધી. એનો મનોરથ આ દમ વગરની નામધારી પાર્લામેન્ટને સ્વાધીન બનાવવાનો હતો. ૧૭૭૦ પછીનાં એ વર્ષો હતાં.

–ને સમયે એને યારી આપી. આયર્લૅન્ડનો સમદુઃખી દેશ અમેરિકા તે ટાણે ઇંગ્લાંડની સામે બળવો પુકારતો હતો. આજે જે દેશને યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરિકા કહેવામાં આવે છે, અને જેનું રાજ્યશાસન રિપબ્લીક–પ્રજાતંત્ર છે, તે દેશમાં કે ઇ. સ. ૧૬૨૦ની અંદર, ઇંગ્લાંડની ધર્મઝનૂની રાજસત્તાથી ત્રાહિ પોકારીને બસો અંગ્રેજ પ્રજાજનો ન્હાસી જઇ વસેલા ત્યાર પછી ત્યાં દેશદેશનાં અનેક દુઃખીજનોએ ને સાહસિકોએ વસાહત લીધી. દેશને આબાદ બનાવ્યો. એવા સ્વાધીન રાષ્ટ્ર–ઘડતરનાં સવાસો વર્ષ વીત્યે સત્તા-લોભી અને ધનલોભી ઇંગ્લાંડે એ અમેરિકાવાસી પ્રજા પર પોતાની સત્તા–ધૂંસરી ઠોકી બેસારી. એના પર કૈંક કરવેરા લાધ્યા. એને શોષવાનાં અનેક કાયદારૂપ યંત્રો ચાલુ કર્યાં. એ બધું એ પ્રજાના એક પણ પ્રતિનિધિને પૂછયાગાછયા સિવાય બ્રિટનની જ પાર્લા-મેન્ટે પોતાની મતલબ ધ્યાનમાં રાખીને કર્યું.

અમેરિકાવાસીઓએ આ આક્રમણની સામે પ્રથમ તો શાંત બળવો આરંભ્યો. બ્રિટનના આયાતી માલ સામે બહિષ્કાર જાહેર કર્યો. બ્રિટિશ કાપડ ત્યજીને હાથકંતામણ તથા હાથવણાટ માંડયાં. બ્રિટિશ ચહા ત્યજી. પણ પછી જ્યારે ઇંગ્લાંડે પોતાની ફોજના કાફલા અમેરિકાને તટે ઉતાર્યા, કતલ આદરી, ત્યારે અમેરિકા-વાસીઓએ શસ્ત્રો ઉઠાવ્યાં.

અમેરિકાનાં સૈન્યોમાં અગ્ર ભાગે કોણ ઉભા હતા ? દાઝે ભર્યા દેશનિકાલ આયરીશ બેટાઓ. અરધોઅરધ લશ્કર આયરી-શોથી ભરેલું. દ્રવ્ય ઠલવવા પણ આયરીશ વસાહતીઓ આગળ પડયા.

ઠારેઠાર બ્રિટિશ પલ્ટનોને જેર કરનાર આયરીશો જ હતા. બ્રિટનને અમેરિકા આખું આયરીશમય દેખાયું. આયરીશ એનાં રૂધિર રેડતો હતો, કેમકે એને વીતકો વીત્યાં હતાં. એને બ્રિટન પર બદલો લેવો હતો. વળી અમેરિકાને પક્ષે ન્યાયધર્મ ઉભાં હતાં. આયરીશ પ્રોટેસ્ટંટો અને રોમનકૅથોલીકો, બન્નેએ અમેરિકાને આઝાદ બનાવવા સારૂ પોતાનાં લોહીની રેલો રેલાવીને સંયુક્ત પ્રવાહમાં પોતાની જૂની કુસંપી ધોઇ નાખી.

એજ હમદર્દીનો પડઘો આયર્લૅન્ડને ઘરઆંગણે પડયો. આખી પ્રજાનું અંતર અમેરિકાને પક્ષે ઢલવાયું. એણે બ્રિટનને સહાય કરવાની ના સંભળાવી. પરંતુ જ્યારે એણે જોયું કે ૪૦૦૦ આયરીશોના લશ્કરને બ્રિટને એની મરજી વિરૂદ્ધ અમેરિકા સામે લડવા ચડાવ્યું, ત્યારે આયર્લૅન્ડની આંખ ફાટી ગઇ. ૪ હજારમાંથી અનેક આયરીશ બચ્ચાઓ ન્હાસી છુટીને અમેરિકાના સૈન્યમાં મળી ગયા. બ્રિટિશ સત્તાધીશોએ એ ભાગી છુટેલાઓને પકડવા અને ઠાર કરવાનાં ઇનામો જાહેર કર્યાં.

ઘરઆંગણે તો પ્રજા સત્તાહીન ને શસ્ત્રહીન પડી હતી. એના હાથમાં ઇલાજ નહોતો. હરકોઇ નિમિત્તે હથીઆર ધરવાનો અવસર પ્રજા શોધી રહી હતી. એમાં એ મોકો મળી ગયો. ૧૭૭૭માં ફ્રાન્સ દેશ અમેરિકાને પક્ષે ભળ્યો. બ્રિટનના સાંધા ઢીલા પડવા લાગ્યા. કેમકે દુશ્મનોનું બળ બેવડાયું. ભય ઉઠયો કે ફ્રાન્સ દેશ આયર્લૅન્ડ પર તૂટી પડશે. આયર્લૅન્ડ અરક્ષિત હતું. કેમકે ત્યાંથી લશ્કર ઉઠાવીને અમેરિકા મોકલવું પડયું હતું.

એ આત્મરક્ષણના ઓઠા તળે આયર્લૅન્ડના અલ્સ્ટર પરગણામાંથી અવાજ ઉઠયો કે "શસ્ત્રો સજો!" એનો પ્રત્યુત્તર જુવાનોએ આપ્યો. સ્વયંસેવકોનું મહાન જૂથ ખડું થયું. બેલ્ફાસ્ટની આંચ દેશભરમાં પ્રસરી. લશ્કરી પોશાકો અને બંદુકોતમંચાઓથી ઝગારા કરતાં ૫૦ હજાર જુવાન શરીરો આયર્લૅન્ડની હરિયાળી ભુમિ પર છવરાઇ ગયાં. કવાયતો મંડાઇ. તોપખાનું વસ્યું. ગ્રેટન વગેરે અગ્રેસરો ખડા થઇ ગયા. પરદેશી હુમલાથી આયર્લૅન્ડને

બચાવવા માટે લશ્કર ફાજલ ન પાડી શકનાર બ્રિટીશ સરકાર આ આત્મરક્ષણની ચળવળ દેખી ખસીઆણી પડી ગઇ. કશું બોલી ન શકી. ઉલટાનું આખરે ખુદ એણે જ આ વોલંટીઅર સેનાને સોળ હજાર શસ્ત્રો આપ્યાં.

## મુક્ત વ્યાપારની માગણી

બહારની ચડાઇ તો આવી નહિ. એટલે આયર્લૅન્ડનું આ વોલંટીઅર–બળ બીજો પ્રવાહ શોધવા લાગ્યું. એ કેવળ લશ્કરી બળ નહોતું, રાજદ્વારી પણ હતું. એણે આંતરિક સ્વાધીનતાનો ઝંડો ઉપાડ્યો. પ્રથમપહેલાં એણે દેશની દરિદ્રતાનો પ્રશ્ન હાથ ધર્યો. આયર્લૅન્ડના વેપારઉદ્યોગને ગુંગળાવવાની બ્રિટિશ નીતિ સામે શોર ઉઠાવ્યો. આયર્લૅન્ડને ભાન થયું હતું કે ઇંગ્લાંડ સિવાય સીધો બીજે ક્યાંય આયરીશ માલ ન ચડાવવાનો આદેશ દેવામાં બ્રિટને જે એમ બહાનું બતાવેલું કે શત્રુદેશ અમેરિકા તથા ફ્રાન્સમાં એ માલ જતો રોકવો છે, તે બહાનું જુઠું હતું. સાચો સંકેત તો આયરીશ ઉદ્યોગના જ નાશનો હતો. એટલે તેઓએ 'મુક્ત વ્યાપાર'ની માગણી મૂકી ને જમાતોની બેડીઓ બ્રિટન ન ઉઠાવી લે ત્યાં સુધી બ્રિટિશ માલનો બહિષ્કાર ઠરાવ્યો. વોલંટીઅરોના અગ્રેસરોની સ્ત્રીઓ બ્રિટિશ માલને ટક્કર મારે તેવાં હાથબનાવટના સાધનો ઘરને છાંયે બેસી ઉપજાવવા ને યુવાનોના કોડ પૂરવા લાગી. આયરીશ વ્યાપારીઓ, દુકાનદારો અને કારીગરોએ પણ યુવાનોના આ નિરધારને અપનાવી લીધો. ઇંગ્લાંડના મૂડીદારોનું કાવત્રું તૂટી પડ્યું, ને દેશ ઉપર સમૃદ્ધિ મલકી ઉઠી. હથીઆરધારી વોલંટીઅર–દળનું પીઠબળ પામેલા યુવાન ગ્રેટને તે પછીની પાર્લામેન્ટની બેઠકમાં આયર્લૅન્ડ માટે 'મુક્ત વ્યાપાર' માગ્યો. પાર્લામેન્ટે સર્વાનુમતે એ ઠરાવ સ્વીકાર્યો. અને શસ્ત્રધારી વોલંટીઅરોએ તોપખાના સાથે પ્રચંડ સરઘસ કાઢી, ડબ્લીન નગરના પાર્લામેન્ટના મકાનના ચોગાનમાં બ્રિટનરાજ વીલીઅમના જ બાવલા સામે તોપોને તાકી પોતાની મેહની ભરી. એ તોપોના ગળામાં મોટાં લેબલો લટકાવ્યાં હતાં. લેબલોમાં લખ્યું હતું કે "કાં તો મુક્ત વ્યાપાર, અથવા તો આ : Free trade, or This !"

કૈંક જમાનાઓ પછી આજે પહેલી જ વાર પોતાના વતન પર હાસ્ય વેરતી આબાદીનો ઉત્સવ કરતા અને પ્રજાની બહિષ્કાર નીતિનો વિજય ઉજવતા વૉલંટીઅરો પોતાની કૂચકદમને તાલે તાલે આવું કટાક્ષ–ગીત ગાતા હતા કે.

Wasn't John Bull a fool
When he took off our wool
To leave us so much of
The leather, the leather!

It ne'er entered his pate
That a sheep-skin well-beat
Will draw a whole nation
To gether, to gether!

**[ કેવો બેવકૂફ જહોન બુલ (બ્રિટન)! મૂર્ખાએ આપણી ઊન મુંડાવી લીધી, ને આપણાં ઘેટાંની ચામડી બાકી રાખવા દીધી!**

**મૂર્ખાને ભાન જ ન રહ્યું, કે આટલુંક ચામડું પણ ટીપીટીપીને એટલું તો મોટું કરી શકાય, કે એમાં આખી પ્રજા આવીને સમાઈ જાય! ]**

સવા લાખ આયરીશ વૉલંટીઅરોની બંદુકોનાં ચમકતાં બેયોનેટે બ્રિટનને માટે બીજો રસ્તો ન રહેવા દીધો; અને જો કે આખરે એક દિવસ આયર્લૅન્ડની એકતામાં ચીરાડ પાડવાના બ્રિટનના દાવ પોબાર પડ્યા, છતાં બ્રિટન તે દિવસને તો નહિ જ ભૂલી શકે, જે દિવસે ડંગાનોનના દેવળમાં બે લાખ શસ્ત્રધારી યુવાનોના ૩૦૦ પ્રોટેસ્ટંટ પ્રતિનિધિઓએ નિરધાર કર્યો હતો, કે દેશની સ્વાધીનતા સદાકાળ રક્ષાવી જોઈશે. અને આયર્લૅન્ડના સર્વ કૅથોલીકો અમારા ભાઈઓ જ છે.

## અમર રહેજે !

**ઇ. સ. ૧૭૮૨ના** ફેબ્રુઆરી માસનો ૧૫મો દિવસ આયર્લૅન્ડના ઇતિહાસમાં યાદગાર રહી ગયો છે. કેમકે તે દિવસ આયરીશ તરુણોના ઉન્નત પડકારનો ને એક અનભેદ્ય

આયર્લેન્ડનાં નવદર્શનનો સાક્ષી છે. તે દિવસની તરુણ–પરિષદ મળેલી હતી તેમાં એકઠા થયેલા એ યુવકો કોણ હતા? એક સો વર્ષ ઉપર હ્યુ ઓ નેલ, ઓવેન રો અને સાર્સફીલ્ડ સરખા રાષ્ટ્રવીરોની સામે જ જે બ્રિટિશ વસાહતીઓ બ્રિટિશ ધ્વજ નીચે લડેલા, તેઓના જ આ બેટા હતા. તેઓ જાણે પૂર્વજોનાં પાતક ધોવા મળેલા હતા. એક અવાજે આ તરુણ–સંઘે ઠરાવ કર્યો કે :

૧. આયર્લેન્ડના નિજના રાજા, આમસભા અને અમીર-સભા, એ ત્રણ સિવાય ચોથી વ્યક્તિ કે સમષ્ટિએ અમારા દેશને બંધનકારક કાયદા ઘડવાનો અધિકાર નથી. એવા જે કશા અધિકારો બ્રિટને અમારા પર ઠોકી બેસારેલા છે, તે બધાં બંધારણ વિરુદ્ધનાં આક્રમણો જ છે.

૨. ધર્મની બાબતમાં સર્વકોઇની અંગત માન્યતાઓને અમે અમારી માન્યતા જેટલી જ પવિત્ર માનીએ છીએ; અને મનુષ્યો તરીકે તેમજ આયરીશો તરીકે, ખ્રિસ્તીઓ તરીકે તેમજ પ્રોટેસ્ટંટો તરીકે અમે અમારા રોમન કેથોલીક બાંધવ–જનો સામેના ફોજદારી કાયદાઓ ભૂંસાવી નાખવામાં પરમ સુખ અનુભવીએ છીએ; આવી મતલબના (ગ્રેટનના) ખરડાને પરિણામે આયર્લેન્ડમાં સુખ તેમજ ઐક્ય સ્થપાશે એવી અમને શ્રદ્ધા છે.

જે અલસ્ટર પ્રાંત આજે આયર્લેન્ડના દેહમાંથી છેદાઇને જુદો પડી ગયો છે, તે જ અલસ્ટરના આ યુવકો હતા.

બે વર્ષ આંદોલન ચાલ્યું. વોલંટીઅરોની બંદુકો મુંગી છતાં ઇંગ્લાંડને વસમી થઈ પડી. ૧૭૮૨ના એપ્રીલ માસમાં ફરી એક વાર ડબ્લીન નગરનો 'કોલેજ ગ્રીન' ચોક વોલંટીઅરોના યુદ્ધ-સ્વાંગથી રંગબેરંગ બની ગયો. શસ્ત્રો ઝળહળ્યાં. પડઘમ બજ્યાં. અને સામે જ પાર્લામેન્ટના દિવાનમાં દેશભરની પ્રજાનાં નવનીત સમ મેદિની બેસી ગઇ. બ્રિટનરાજનો શાંતિસંદેશ આવ્યો તે વંચાયો. અંગ્રેજ પ્રધાનમંડળે કરેલો આયર્લેંડના સ્વાતંત્ર્યની માગણીનો સ્વીકાર જાહેર થયો. ગ્રેટને ઉભા થઇ હર્ષગદ્‌ગદિત સ્વરે આ ઐતિહાસિક ઉદ્‌ગારો કાઢ્યા :

"આજે તો હું એક સ્વાધીન પ્રજાને સંબોધી રહ્યો છું. યુગયુગો વીત્યે પહેલવહેલી અત્યારે જ એ સુભગ પલ આવી છે, કે જ્યારે હું તમને 'સ્વાધીન' શબ્દે સંબોધી શકું છું. મેં પ્રથમ દીઠી ત્યારે માતૃભુમિ ઘુંટણે પડીને ઝુકેલી હતી; પુત્રભાવે મેં એને નિરખ્યા કરી: ઝખમાતી, વળી શસ્ત્ર ઉઠાવી ખડી થતી ને આખરે આઝાદી કામતી એ ભુમિનું એકધારૂં ઇતિહાસ–પ્રયાણ મે તપાસ્યું છે. આજે આયર્લેન્ડ આઝાદ છે. એ સ્વરૂપે હું એને વંદના દઉં છું: "અમર રહેજે!"

## સર્વસત્તાત્યાગ : ૧૭૮૩

**બ્રિટિશ** પ્રધાનમંડળની સામે તે સમયે તો બીજો માર્ગ ન રહ્યો. એ પ્રધાનમંડળને અગ્રપદે ૨૪ વર્ષનો જુવાન વીલીઅમ પિટ્ટ હતો. પિટ્ટ તો બ્રિટનનો એકનો એક તારણહાર હતો. ઇંગ્લાંડનો સૂર્યાસ્ત જ્યારે એના બુઝર્ગ અને જમાનાના ખાધેલ રાજપુરુષોએ પણ જાહેર કરી દીધેલો, ત્યારે "હું બ્રિટનને બચાવીશ" એવી ઘોષણા કરનાર અને પરદેશી યુદ્ધોનાં વમળોમાંથી ઇંગ્લાંડને ઉગારી તીરે લાવનાર આ જુવાનની તાકાત તો નક્કી થઇ ચુકી હતી. પરંતુ અત્યારે આયર્લેન્ડના આંટીઉકેલમાં પિટ્ટની નજર પણ નહોતી પડતી. એક લાખ અને વીસ હજાર કવાયતી યોદ્ધાઓનું વિપ્લવી દળ, નખશિખ શસ્ત્રો સજીને આયર્લેન્ડમાં તલપાપડ ઉભું હતું. બ્રિટનનો જવાબ એ કાન માંડીને સાંભળતું હતું. બ્રિટિશ કાફલો પણ ખોટકીને ઉભો હતો. પિટ્ટે આંખો મીંચીને અંગ્રેજ પાર્લામેન્ટ સન્મુખ ખરડો આણ્યો. એ ખરડાનું નામ The Act of Renunciation: અધિકારત્યાગનો ધારો. એ ખરડાનો પાઠ આવો હતો:

"કેવળ નામદાર રાજાજી તથા પોતાના જ દેશની પાર્લામેન્ટના ઘડેલા કાયદાથી જ બંધાવાનો આયરીશ પ્રજાનો અધિકાર આથી સ્થાપિત થએલો જાહેર કરવામાં આવે છે, સદાને માટે નિર્ણિત ગણવામાં આવે છે, અને આજ પછી કદાપિ, કોઈ પણ કાળે એ હક્ક સામે વિવાદ ઉઠાવી શકાશે નહિ."

આયર્લૅન્ડ ઉપર અત્યાર પર્યંત ચલાવેલા તમામ અધિકારોની, આ રીતે તિલાંજલિ દેવાની હતી. આજ સુધી અંગ્રેજ પાર્લમેન્ટે આયર્લૅન્ડ ઉપર ભોગવેલા ધારાઘડતરના હક્કનો બધો જ દાવો ત્યજવાનો હતો. થયું તે તમામ ગેરકાયદેસર થયું છે, તલવારની અણી બતાવીને થયું છે, બંધારણથી વિરૂદ્ધ જ થયું છે, એ વાતનો વસ્તુતઃ સ્વીકાર કરવાનો હતો, તોબાહ પોકારવાની હતી. ભાવીને પણ કાયદાના બંધનમાં ઝકડી લેવાનું હતું.

અમેરિકાએ મારેલા મારની ભરોળો હજુ અંગ્રેજ પ્રજાના બરડા પરથી રૂઝાઇ નહોતી. એણે કશા યે ફેરફાર વગર, અક્ષર પણ આડોઅવળો કર્યા વગર એ ખરડાને પસાર કર્યો. ખરડા ઉપર ચર્ચા પણ ન કરી. આ 'સત્તાત્યાગનો ધારો' આજે પણ બ્રિટિશ પાર્લમેન્ટના દફતરમાં મોજૂદ છે. રાજા હેનરી(બીજા)એ આયર્લૅન્ડ પર પ્રથમપહેલો પગ દીધો તે પછી આજ પહેલી જ વાર, સંગીનની અણીએ, ઇંગ્લાંડે એકરાર કર્યો કે "આયર્લૅન્ડ પર રાજ કરવાનો મારો કશો જ હક્ક નહોતો અને નથી."

ઇ. સ. ૧૭૮૩નું એ વર્ષ હતું.

આ ખબર જ્યારે આયર્લૅન્ડને કિનારે પહોંચ્યા. ત્યારે એના રાષ્ટ્રીય લશ્કરે તોપો વછોડીને દેશની સ્વાધીનતાને સલામી દીધી. સલામી દઇને એ સવા લાખ યોદ્ધા વિખરાઇ ગયા. તેઓએ પ્રતબાર રાખીને બંદુકો ખીંતીએ ટાંગી. પોશાક ઉતારીને યુવાનો આઝાદીના ઉત્સવે ચડયા. ગ્રેટને તેઓને કહ્યું કે હવે ચિંતા નથી. અંગ્રેજ પ્રજાએ કરારપત્ર પર સ્વહસ્તે સહી કરી આપી છે. માટે એની નેકી પર વિશ્વાસ રાખો ને સુખના નિદ્રા ખેંચો.

એક જ આદમી એવો હતો કે જેને હૈયે ફફડાટ હતો. બ્રિટનના શબ્દ પર એને શ્રદ્ધા નહોતી. ઇંગ્લાંડની ઇમાનદારીમાં એની તીણી આંખોએ દગો દીઠો. એનું નામ હેનરી ફ્લડ. એ પણ પ્રજાનો નેતા હતો. પરંતુ એની પાસે ગ્રેટનની વાણીપ્રતિભા નહોતી. એના સૂકા, લૂખા, બિહામણા અને શંકાશીલ

શબ્દો એ દિલેર પ્રજાના દિલ પર ન ઠેરી શક્યા. ગ્રેટનનાં જવાબોએ ગેઇલ-પુત્રોનાં વિશ્વાસુ હૃદયોને વશ કરી લીધાં.

ઇંગ્લાંડનો પ્રધાન પિટ્ આ વાત જાણતો હતો. ફ્લડની વેધક દૃષ્ટિની એને સરત હતી. પરંતુ પિટ્ને હૈયે ધારણ હતી કે ભોળીયું આયર્લેંન્ડ તો ગ્રેટનને જ માનશે, ફ્લડને નહિ.

પિટ્ના પાસા પોબાર પડયા.



## ઉચ્છેદનો નિશ્ચય

### ગ્રેટનની પાર્લમેન્ટ

ઇ. સં. ૧૭૮૨થી ૧૭૯૮ સુધીની એ સ્વાધીન પાર્લમેન્ટ 'ગ્રેટનની પાર્લમેન્ટ' નામે સુપ્રસિદ્ધ છે. સિદ્ધાંતની દૃષ્ટિએ ગ્રેટનની પાર્લમેન્ટ સ્વાધીન બની ખરી. પરંતુ વ્યવહારમાં એનાં રૂંધનો પૂરેપૂરાં રદ નહોતાં થયાં. એની ત્રુટીઓ આ પ્રમાણે હતી :

૧. કારોબાર ચલાવનારું પ્રધાનમંડળ આ પાર્લમેન્ટને આધીન નહોતું. એની નીમણૂંક, બહાલી અને બરતરફીની સત્તા બ્રિટને પોતાને હસ્તક જ રાખી હતી. એ રીતે આ પ્રધાનમંડળ પ્રજાને બીનજવાબદાર રહ્યું ને બ્રિટનરાજના દોરીસંચાલન પ્રમાણે એણે આયર્લેન્ડમાં બેસી, પાર્લમેન્ટની ઇચ્છા ઉવેખી, મનગમતું શાસન ચલાવ્યુ રહ્યું.

૨. પાર્લમેન્ટ પોતે જ પ્રજાનું પૂરેપૂરું પ્રતિનિધિત્વ કરતી નહોતી. રોમનકેથોલીકો, કે જે કુલ વસ્તીના $\frac{૭}{૧૦}$ જેટલા હતા, તેઓને નહોતો પાર્લમેન્ટમાં બેસવાનો હક, કે નહોતો મતાધિકાર. કેમકે તેઓને લેવાના સોગંદ તેઓની ધાર્મિક માન્યતા ઉપર અત્યાચાર સમાન હતા.

૩. બાકીની $\frac{૩}{૧૦}$ વસ્તીને પણ સાચુ પ્રતિનિધિત્વ ક્યાં હતું ? કુલ ૩૦૦ સભાસદો : તેમાંના ૧૨૪ તો જમીનદારોના જ

પ્રતિનિધિઓ : ને એ ચુંટનારા જમીનદારો ફક્ત ૫૩. આ ૫૩ જમીનદાર મતદારો તરફથી ૧૨૪ ચુંટાય ! બાકી રહેલા આમ સભાસદો પૈકી ૯૧ જગ્યાને તો બાવન જ આમ મતદારો ચુંટે. મતાધિકાર એટલી હદ સુધી સાંકડો હતો, કે કેટલાંક આખાં પરગણાંને દરેક દીઠ ફક્ત ૬ જ મતો હતા. આ પરગણાંને જમીનદારો ઉઘાડેછોગ વેચતા; પાર્લામેન્ટની એકએક બેઠકના તેઓને બબ્બે હજાર પૌંડ મળતા.

આવી નામની પાર્લામેન્ટ પાસેથી ગ્રેટનને દેશકલ્યાણનાં પગલાં લેવરાવવાં હતાં. કાર્યકુશલ ગ્રેટને એને કળવકળથી પ્રજાના અવાજનું દ્વાર બનાવી કેટલાંક પ્રગતિશીલ પગલાં ભરાવ્યાં. એ પગલાં નીચે મુજબ હતાં :

૧. આયરીશ પાર્લામેન્ટને આજ સુધી કારોબારી ખાતાંથી ન્યાયધીશોને સ્વતંત્ર બનાવવાનો કાયદો કરવાનો પ્રતિબંધ હતો, ગ્રેટનની પાર્લામેન્ટ હસ્તીમાં આવી કે તુર્ત જ એણે આયરીશ ન્યાયાધીશોને બીજી સત્તાઓના પંજામાંથી મુક્ત કરી સ્વતંત્ર દરજ્જે સ્થાપ્યા.

૨. એ પહેલાજ વર્ષમાં એણે કેથોલીકધર્મીઓને દરેક જાતની જીવાઇની જાગીર મેળવવાનો હક્ક પાછો સુપ્રત કરાવ્યો.

૩. થોડાં જ વર્ષોમાં એણે કેથોલીકોને પાર્લામેન્ટની ચુંટણીનો મતાધિકાર અપાવ્યો, કેટલેક અંશે તેઓને માટે વિધાના વ્યવસાયો તેમજ લશ્કરી નોકરીઓ ખુલ્લી મુકાવી, અને તેઓને સારૂ માજીસ્ટ્રેટો તથા ગ્રાંડ જ્યુરીઓની નીમણુકો ખુલ્લી કરાવી.

૪. ગ્રેટનની જુમ્બેશને પ્રતાપે આયર્લેંડ બેશક સ્વર્ગ તો ન જ બની ગયું, પરંતુ ઉદ્યોગો અને ખેતીની આબાદાનીને પંથે એણે નિઃશંક મોટાં ડગલાં માંડયાં.

પરંતુ આ પાર્લામેન્ટે એક જ વસ્તુ ન કરી : અને એ હતી સર્વોપરિ મહત્ત્વની વસ્તુ : એ હતી દેહમાંના આત્મા સમી વસ્તુ. એણે પોતે સુધરવા, વિસ્તરવા, પ્રજાનું બહોળું પ્રતિનિધિત્વ કરવા ના પાડી. સડેલાં પરગણાંના પ્રતિનિધિઓ—પેટભરા ને પૈસે વેચા-

એલા સભાસદો પોતાનાં માખણ-રોટી મૂકવા તૈયાર નહોતા. ૧૭૮૩ના નવેમ્બરની ૧૦મીએ દોઢ લાખ સશસ્ત્ર વોલંટીઅર દળના પ્રતિનિધિઓ પાર્લામેન્ટના સુધારાનો ખરડો તૈયાર કરી, ફરી એકવાર સરઘસ કાઢી કૉલેજ ગ્રીનના ચોગાનમાં સમ્મેલન ભરી પાર્લામેન્ટને પેશ કર્યો, પરંતુ પાર્લમેન્ટે એ ખરડાને તિરસ્કારથી વધાવ્યો. અપમાનિત સ્વયંસેવકો મુંગી જબાન સાથે વિખરાઈ ગયા, પણ તેઓના અંતરમાં પડેલો ઘા પાર્લામેન્ટ સમજે તે કરતાં ઘણો ઉંડાણે ગયો હતો.

આયરીશ પાર્લમેન્ટે મોટી ખોટ ખાધી. દેશની નવ-પ્રજાની ઉન્નત ભાવનાને આમ લાત મારવાને પરિણામે એણે સુધારાનો ઉત્સાહ સંહારી નાખ્યો, બળવાની ભાવનાને જન્મ આપ્યો. જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે નવજુવાન પ્રજાએ શાંતિમય સુધારણાના માર્ગ પર થપાટ ખાધેલ છે, ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે એનું માનસ વિપ્લવની દિશામાં વળેલ છે. આંહી પણ એમ જ બની ગયું. ને એનો ગેરલાભ અંગ્રેજ પ્રજાએ લઈ લીધો. જો સ્વયંસેવક દળનો સુધારાનો ખરડો પસાર થયો હોત, તો આયર્લૅન્ડને 'યુનીઅન'ના સીસામાં ઉતારી પોતાનું પરગણું બનાવી લેવાનું બહાનું બ્રિટિશ સરકારને ન સાંપડયું હોત.

## પિટ્ટના પાસા

દરમીઆન બ્રિટનનો વડો પ્રધાન પિટ્ટ પોતાના દાવ ફેંકી રહ્યો હતો. પિટ્ટ એટલે ઇંગ્લાંડનો તારણહાર : ઠરેલા મગજનો અને થીજી ગએલા હૃદયનો એ જુવાન જીવનમાં બીજી કોઈ કુંણી ભાવનાને કે ઉન્નત વિચારને ઓળખતો નહોતો. એની આરાધ્ય દેવતા હતી એક માત્ર બ્રિટન : ઇતર સર્વસ્વને ભોગે પણ બ્રિટન, બ્રિટનની સર્વસત્તાધીશી અને બ્રિટન મહારાજ્યનો દિગ્વિજય. ઇશ્વર અથવા માનવી, એમાંથી એકેય પ્રતિનો એવો કોઈ પણ ધર્મ પિટ્ટને માન્ય નહોતો, કે જે બ્રિટનના સામ્રાજ્યવિસ્તારની આડે આવી શકે. દગો, અસત્ય, રૂશ્વતબાજી કે હત્યા, એમાંથી

કોઇ પણ માર્ગે જો બ્રિટનનું હિત સધાતું હોય તો વીલીઅમ પિટ્ટને મન એ ઉંચામાં ઉંચું ધર્માચરણ જ હતું.

એટલેજ જ્યારે પિટ્ટે અને એના સાથીઓ સર્વસત્તા-ત્યાગનો ખરડો પાર્લામેન્ટમાં પેશ કર્યો હતો ત્યારે એને ભાન હતું કે એ કરારને ભવિષ્યમાં ફાડવાનો અવસર આવવાનો છે, —અને ન આવે તો લાવવાનો છે.

પિટ્ટનો એક જ નિરધાર હતોઃ કે સ્વાધીન ઇંગ્લાંડની પડખો-પડખ સ્વાધીન આયર્લૅન્ડની હયાતી ન પાલવી શકે. એક જ રાજાના છત્ર તળે બે અલાયદા દેશોની પાર્લામેન્ટો પરસ્પર સ્વતંત્ર ન જ રહી શકે. આયર્લૅન્ડની પાર્લામેન્ટે બ્રિટન–પાર્લામેન્ટની સત્તા તળે આવવું જ જોઇએ. કોઇ પણ ચાલાકી વાપરીને આયરીશ ધારાસભા ઉપર બ્રિટિશ ધારાસભાના આધિપત્યને સ્થાપી દેવું જોઇએ. નહિ તો ત્રીસ જ વર્ષની અંદર આખા સામ્રાજ્યનો વહિ-વટ બે દેશોની વચ્ચે સમભાગે વ્હેંચાઇ જવાનો.

પિટ્ટની ઇચ્છા પહેલાંપ્રથમ તો આયરીશ પાર્લામેન્ટનું જોડાણ કરી નાખવાની નહોતી; માત્ર એને બ્રિટિશ પાર્લામેન્ટની તાબેદાર જ બનાવવાની હતી; અને તે પણ માત્ર ચાલાકી કરીને જ—બંધા-રણમાં જ કોઇ એવી બારી પાડીને જ; બળજબરીથી નહિ.

પિટ્ટે પહેલો દાવ ૧૭૮૫ના જાન્યુઆરીની તા. ૨૦મીએ નાખ્યો. તે દિવસે મળેલી આયરીશ પાર્લામેન્ટની બેઠક સમક્ષ બ્રિટિશ પાર્લામેન્ટ તરફથી બન્ને દેશો વચ્ચે છેવટનો નિકાલ નહિ પામેલા એવા કેટલાક વ્યાપાર-વ્યવહારના સંબંધોનું નિરાકરણ સૂચવાયું. અગીઆર કલમો પેશ થઇ. તેમાંથી દસ કલમો તો એ ડબ્લીન નગરમાં બેઠેલા ૩૦૦ આમ અને ૨૦૦ ઉમરાવોએ લહે-રથી સ્વીકારી લીધી. બે વર્ષોથી સ્વાધીનતાની ખુમારી માણી રહેલા એ દેશના પ્રતિનિધિઓ ઇંગ્લાંડ સાથેના આ આંતરરાષ્ટ્રીય કોલકરારોથી ફુલાતા હતા. પરંતુ દસ પછી જે અગીઆરમો પ્રસ્તાવ પેશ થયો તેની અંદર પિટ્ટની શાહીવાદી પેરવી, ઇંદ્ર-લોકની અપ્સરા શી, નૃત્ય કરી રહી હતી. અગીઆરમા પ્રસ્તાવનો

મર્મ એ હતો કે, આયર્લૅન્ડનો વ્યાપાર પણ બ્રિટિશ મહારાજ્યના કાફલા થકી રક્ષાતો હોઈ આયર્લૅન્ડે એ કાફલાના નભાવ સારુ પોતાની આવકની વાર્ષિક બચત ફાળા તરીકે આપવી.

ભલભલા ધારાશાસ્ત્રીઓ બેઠેલા, પણ કોઈને જે ન સૂઝ્યું તે સત્ય બ્રાઉનલો નામના એક ગામડિયા પ્રતિનિધિને સૂઝી ગયું. એણે જાહેર કર્યું કે એ અગીઆરમી કલમમાં આયર્લેન્ડને ખંડિયું રાજ્ય બનાવી દેવાની હિકમત ડોકિયાં કરે છે.

ગ્રેટન ઉઠયો. બ્રાઉનલોની દહેશતને એણે ઉપહાસથી ઉરાડી દીધી. એણે દેશજનોને સંબોધન કર્યું: ભૂતકાળ ભૂલી જાઓ. હવે બ્રિટન કુટિલતા રમે જ નહિ. આજે તો બન્ને પ્રજાનાં હૈયાં એક-તાલે ધબકી રહ્યાં છે.

પાર્લામેન્ટ પરાઈ ગઈ. અગીઆરમી કલમ મંજૂર થઈ. પિટ્ટ મલકાયો. આયરીશ પાર્લામેન્ટની સર્વસત્તાધીશીને એણે પહેલો ઘા કરી લીધો.

પણ પિટ્ટની દૂરંદેશીને ન સમજી શકનારા, નિખાલસ સ્વાર્થ-સાધુ બ્રિટિશ વ્યાપારીઓએ એની બાજી ધૂળ મેળવી દીધી. લાંકેશાયર અને માન્ચેસ્ટર જેવાં નગરોમાંથી અંગ્રેજ કારખાનેદારોનો રોષસ્વર સંભળાયો: કે આ નવા કોલકરારો કરીને આયરીશ વ્યાપારીઓને અમારી સાથે સમહક્કોનો ભોગવટો આપનાર પિટ્ટ તો દેશદ્રોહી છે.

પિટ્ટ પોતાનું આખરી નિશાન આ ગંડુ વ્યાપારીઓને ઉઘાડી રીતે ન સમજાવી શકયો. કેમકે આયર્લૅન્ડના કાન પિટ્ટ શું ઉચ્ચરે છે તે તરફ મંડાએલા હતા.

પિટ્ટના હાથ હેઠા પડયા. એણે નવા કરારોની કલમો ઘડી. પણ એ કલમોમાં તો કુડો સંકલ્પ ઉઘાડો તરતો હતો. ગેબી અને સંદિગ્ધ ભાષા રહી નહોતી. એક કલમ એવી બંધણી કરવા માગતી હતી, કે જે જે પરદેશોમાં ઇંગ્લાંડની ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના વ્યાપાર સાથે અથડામણ થાય એવા દેશોમાં આયર્લૅન્ડે વ્યાપાર ન કરવો વગેરે.

આ કલમો ઉપર ઘડાએલો ખરડો બ્રિટનના મંત્રીએ જે વેળા આયરીશ પાર્લમેન્ટમાં પેશ કર્યો, તે વેળા જ એ પ્રસ્તાવની ફજેતી બોલાઇ. તૂર્ત જ આયરીશોએ સામો પ્રસ્તાવ આણ્યો કે "અંદર કે બહારના કોઇપણ કિસ્સામાં આયરીશ પાર્લમેન્ટને જે સીધેસીધો ને પરિપૂર્ણ અધિકાર છે, તેને જફા પહોંચે એવા કોઇપણ સંધિકરારમાં ન ઉતરવા અમે અમારી જાતને બંધાયેલી સમજીએ છીએ."

આવો કડક ઠરાવ લઇને જ્યારે વ્યવહારકુશળ આયરીશ હેનરી ફ્લડ ઉભો રહ્યો, ત્યારે ચુપચાપ ચેતી જઇને અંગ્રેજ મંત્રીએ નવી વ્યાપારસંધિનો પ્રસ્તાવ પાછો ખેંચી લીધો.

પિટ્ટનું દિલ ઘવાયું હતું. દાવપેચમાંથી એની આશા ચાલી ગઇ હતી. એ આશાને છેલ્લી વાર ઉખાડી ફેંકી દેનારો બનાવ આ રીતે બન્યો : બ્રિટનરાજ જ્યોર્જ (ત્રીજો) ગાંડો થઇ ગયો. એના રીજન્ટ તરીકે શાહજાદાને નિયુક્ત કરવાનો હતો. પરંતુ શાહજાદાની સાથે પિટ્ટને મનદુઃખ હતું. પોતાની નિઃસીમ સત્તા ઉપર શાહજાદાનું આક્રમણ પિટ્ટથી સહ્યું જાય તેમ નહોતું. એણે પોતાની પાર્લામેન્ટ પાસે ઠરાવ કરાવ્યો કે શાહજાદાને અમૂક અત્યંત મર્યાદિત સત્તા આપીને રીજન્ટ નીમવો. આયર્લેન્ડની પાર્લામેન્ટ સમક્ષ પણ પિટ્ટે પોતાના મંત્રી દ્વારા એજ પ્રસ્તાવ મૂકાવ્યો કે અમે ઠરાવેલી મર્યાદાઓ મુજબ જ આયર્લેન્ડ પણ શાહજાદાની રીજન્સીનો સ્વીકાર કરે

પણ હજુ આયરીશ પ્રજા જાગતી હતી. પિટ્ટે પાથરેલી રૂશ્વતો ને દઇ મોકલેલી ડરામણીઓ એળે ગઈ. આમ અને ઉમરાવ બન્ને ધારાસભાઓએ મોટી બહુમતીથી, પોતાને સારૂ રીજન્ટ ચુંટવાના તેમજ એ રીજન્ટની સત્તા મુકરર કરવાના બ્રિટિશ પાર્લમેન્ટના દાવાનો ઇન્કાર કર્યો. કેવળ પિટ્ટની, આવો દાખલો બેસારવાની ચાલબાજીને થપ્પડ મારવા માટે જ આયરીશ પાર્લમેન્ટે શાહજાદાને ઇજન મોકલ્યું કે "તમામ રાજ્યાધિકારો સાથે અમારા રીજન્ટ તરીકે અમે તમારી પ્રતિષ્ઠા કરીએ છીએ."

## ઉચ્છેદનો નિશ્ચય

પિટ્નો આ ત્રીજો પરાજય : રાજ્યના તાજપુરુષની પસંદગી કરવામાં બ્રિટન જે હક્કો ભોગવે તેજ હક્કોના ભોગવટાનો આયર્લૅન્ડનો પણ સફળ દાવો : એ બન્ને વાતોએ આયર્લૅન્ડમાં ચેતનાનો નવો જુવાળ ચડાવ્યો. તેજ વખતે, ૧૭૮૫ના ઓગસ્ટ માસની ૨૦મી તારીખે પિટ્ના મનમાં ગાંઠ બંધાઇ ગઇ, કે હવે આયર્લૅન્ડની પાર્લામેન્ટને તાબેદારીમાં લેવાની વાત નહિ : હવે તો એ પાર્લામેન્ટને તાળું જ દેવરાવવું છે : જેને ચાલાકી વડે બંધારણની સાંપટમાં ન લઇ શકાયું, તેને શક્તિ વડે ઉચ્છેદી નાખવાનું છે : સામ્રાજ્યના સમાન હિસ્સેદાર બનવા આવનારને સામ્રાજ્યનું એક પરગણું બનાવી દેવાનું છે– હરકોઇ હિસાબે.

આયર્લૅન્ડની સ્વાધીનતાનો દીવડો હોલવી નાખવાની એ યોજના વિસ્તર હતી, સંપૂર્ણ હતી. એ આ હતી :

૧. આયરીશ પાર્લામેન્ટના સભાસદોને સાધવા. પણ નરી રૂશ્વતબાજી એ સહુને પછાડવા માટે બસ નહોતી. પિટ્નો અનુભવ બોલતો હતો કે આયરીશ પાર્લામેન્ટના અનેક સભાસદો સડેલા હતા છતાં યે દેશની સ્વાધીનતાને અડકનારા પ્રશ્નો પર તો તેઓ પણ લાલચોને તુચ્છકારીને સામા ખડા થઇ જતા.

માટે રૂશ્વતબાજી ઉપરાંત બીજો ઉપચાર અજમાવવો ત્રાસ ફેલાવી દેવાનો. થરથરાટી અને ત્રાસનું આ વાતાવરણ ખુદ એ પ્રજાની અંદરથી જ ઉત્પન્ન કરાવવું, ખુનરેજી અને વિપ્લવના દૈત્યોને ખડા કરાવવા, કે જેથી માલમિલ્કત ધરાવનાર મૂડીદાર પ્રજાવર્ગ સામેથી જ બ્રિટિશ સત્તાનું શરણ શોધતો આવે.

આ આખા ષડ્યંત્રનો સુત્રધાર પિટ્ને ખુદ આયર્લૅન્ડનાં સતાનોમાંથી જ મળી ગયો. એનું નામ જહોન ફિટ્ઝગીબન. એણે પોતાની જાત પિટ્ના હાથમાં વેચી નાખી. બ્રિટિશ બંદુકોની કાળી જરૂર ઉભી થાય એવો આંતવિગ્રહનો મામલો ઉભો કરવાનું એણે બીડું ઝડપ્યું. પિટ્ને તો જોઇતું હતું પણ એટલું જ કે

એકવાર આયરીશ પ્રજાના મૂઠીદાર વર્ગની માગણીથી, આયરીશ પાર્લામેન્ટની સત્તા ઉપરવટનું એક બ્રિટિશ સૈન્ય જો મારા પ્રતિનિધિના હાથમાં હું મૂકી શકું, તો પછી એ સૈન્યની જ સહાયથી આયરીશ ખેડુતોને કેવી રીતે ધોદાવવા, ઉશ્કેરવા, પશુત્વને માર્ગે ચડાવવા, જેર કરવા, ને છેલ્લે એ અશાંતિનો અંત આણવાને બહાને બન્ને પાર્લામેન્ટનું જોડાણ કરાવી દેવું– એ બધું બે ને બે ચાર જેવું ચોકખું છે.

આ જહોન ફિટ્ઝગીબન–આયર્લેન્ડનો આ "લોખંડી પુરુષ–Strong man" આયરીશ પાર્લામેન્ટનો લૉર્ડ ચાન્સેલર નીમાયો. પોતાની ધ્યેયસિદ્ધિનાં હથિયારરૂપ જે વાઇસરાયો તથા મંત્રીઓને પિટ્ટે આયર્લેન્ડ પર નિયુક્ત કર્યા, તે સર્વને એણે આ ફિટ્ઝગીબનની જ આજ્ઞાઓ ઉઠાવવાનો આદેશ દીધો.

ફિટ્ઝગીબને જઇને તત્કાળ 'લોખંડી પંજો' પછાડયો. જે જે ઉમરાવો તેમજ આમ સભાસદો પિટ્ટની રાજનીતિની સામે ઉઠયા હતા તેઓના હોદ્દા તેમજ ઇલ્કાબો એણે ઝુંટવી લીધા. ડરપોકોને દબડાવીને બેસાર્યા, લોલૂપોને ઉઘાડી બજારે ખરીદી લીધા.

આયરીશ રાજપુરુષો આભા બન્યા. એક પણ સમર્થ નર જો ત્યાં જીવન્ત હોત તો ફિટ્ઝગીબનને અદાલતમાં ઘસડી, ઉંધો પટકી, સ્વાધીન પાર્લામેન્ટની આ સરફરોશીની સામે દેશના યુવકોની ખીંતીએ લટકતી બંદૂકોને સાદ પાડત. પરંતુ ફિટ્ઝગીબન જાણતો હતો કે એનો પ્રતિસ્પર્ધી કોઇ જ નથી રહ્યો.

આયરીશ પાર્લામેન્ટમાં હજુ ગ્રેટન પણ જીવતો બેઠો હતો. યુવાનોના એ આત્મારામની એક હાકલ જ બસ હતી. એક સ્વાધીન પાર્લામેન્ટની સત્તા અને ઇજ્જત સાથે રમત રમનાર લૉર્ડ ચેન્સેલર ક્ષણભર પણ કેમ ટકત! પરંતુ ઇ. સ. ૧૭૮૨ની સમશેરોને સાદ પાડવાને બદલે ગ્રેટન તથા તેના સાથીઓએ શું કર્યું? વિલાયતમાં પિટ્ટની સામે જે એક 'વીગ' નામનો રાજદ્વારી પક્ષ હતો. તે પક્ષની સહાનુભૂતિમાં પોતાને ઘેર પણ એક 'વીગ કલબ' સ્થાપી!

પોતાની સમશેરો વડે સાચવેલા સ્વાધીન બંધારણની રક્ષા સારૂ ઇંગ્લાંડના એક અથવા બીજા રાજદ્વારી પક્ષનો આશરો લેવાની રાજનીતિના ગણેશ તે દિવસથી આયર્લૅન્ડમાં પહેલવહેલ મંડાઇ ગયા.

હવે ફિટનગીબને બીજી ચાલ લીધી હુલ્લડ ખડું કરવાની. વેતરણ એ હતી કે રોમનકેથોલીકો અને પ્રોટેસ્ટંટો વચ્ચે દંગો સળગાવવો, એ દંગાને સારી પેઠે સળગવા દેવો, ને પછી થાકીને લોથ થયેલા એ દંગાખોરોનાં સહર્ષ સ્વાગત ઝીલતા ઝીલતા બ્રિટને પોતાની બંદુકો લઇને સુલેહ સ્થાપવા તેમજ ઇન્સાફ તોળવા સારૂ દાખલ થવું.

વસ્તુતઃ તે કાળે આ ધાર્મિક વિગ્રહનું નાનું ધાબું પણ આયર્લૅન્ડના આકાશમાં નહોતું. પણ એક દિવસ એક પરગણામાં અજ્ઞાન લોકો વચ્ચે થોડુંક છમકલું થયું તેમાં ફિટઝગીબને પોતાનો આશા દીવો દીઠો. એણે રાજસત્તાને વચ્ચે પડતી રોકી. આગ પ્રસરવા દીધી. એમાંથી ભડકા ઉઠ્યા. છમકલાએ રોમન-કેથોલીકો અને પ્રોટેસ્ટંટો વચ્ચેની ધાર્મિક લડાઇનું રૂપ ધારણ કર્યું.

પરંતુ તે અરસામાં જ પિટ્ટ–ફિટઝગીબનની ધારણાને થંભાવી મૂકનાર એક ઘટના બની. એ હતી ફ્રાન્સ દેશની રાજક્રાંતિ. એ ક્રાંતિએ તો ઉલટું પ્રોટેસ્ટંટ પ્રજામાં કૅથોલીકો પ્રતિની હમદર્દી પ્રગટ કરી. સમગ્ર પ્રજામાં પુનઃ પાછો સ્વાધીનતા અને સમા-નતાનો ઉછાળ આવ્યો. એ બધું નીચેના પ્રકરણથી સમજી શકાશે.



# ૧૭૯૮નો બળવો અને 'યુનીઅન'

## વુલ્ફ ટોન

પેટભરી પાર્લામેન્ટે આપેલા આત્મવિસ્તારના નકારથી સમહક્કો અને દેશના સ્વાતંત્ર્ય માટે વલોવાઈ રહેલ યુવક-પ્રજાએ પોતાની એ વેદનામાંથી બે વીર તરુણોને પ્રગટાવ્યા : એકનુ નામ વુલ્ફટોન અને બીજાનું નામ લોર્ડ એડવર્ડ ફિટ્ઝીરાલ્ડ. વુલ્ફટોન એક જુવાન બેરીસ્ટર હતો. પણ કાયદાના વ્યવસાય તરફ એનું વલણ નથી રહ્યું. ભણતો ત્યારથી જ એ આઝાદ આયર્લેન્ડનાં સ્વપ્નો જોતો. વકીલાત કરતાં સિપાહીગીરી એને વધુ વ્હાલી હતી. કાયદાની પોથી વાંચવાનો સમય એ લશ્કરી પુસ્તકો ભક્ષવામાં વીતાવતો. બાવીસ વર્ષની ગુલાબી જુવાનીમાં એણે એક સોળ વર્ષની સુંદરી સાથે વિવાહ કર્યો. એ લગ્ને વુલ્ફના માર્ગમાં નડતર બનવાને બદલે ઉલટી યારી આપી. ઈંગ્લાંડ સાથેના સંબંધને સુખરૂપ સમજનાર આયરીશ રાજદ્વારી મંડળની વચ્ચે વુલ્ફ ટોન એકલો અટૂલો ઉભો હતો, કોઈ વિરહીની માફક, બંદીવાનની માફક એક જ જાપ જપતો હતો કે "The connection with England was the never-failing source of all Irish political evils : ઇંગ્લાંડ સાથેનો સંબંધ જ આયર્લેન્ડનાં રાજકારણી અનિષ્ઠોનું મૂળ છે." પોતાની બુદ્ધિપ્રભા

વડે તુલ્ક્ આ પાઠ પ્રજાને પઢાવતો થયો. પોતે પ્રોટેસ્ટંટ પંથનો હતો, છતાં એને કૅથોલીકપંથી દેશબાંધવોની અપમાનિત અને અન્યાયભરી દશા ચોવીસે કલાક ખટકતી હતી. સારૂં આયર્લૅન્ડ આ સમયે એ અસમાનતાની વેદનામાંથી પસાર થતું હતું. ધર્મ-ભેદને કારણે જાતભાઇઓને ભોગવવી પડતી વિષમતાઓ આ પ્રોટેસ્ટંટોને તો અત્યંત ખટકતી હતી.

બરાબર એજ મંગલ ચોઘડિયામાં–૧૭૮૯ના વર્ષમાં–ફ્રેન્ચ વિપ્લવ ફાટી નીકળ્યો. 'રાજાના ઇશ્વરી હક્કો'ના સિદ્ધાંતનું જે કાતિલ ઝેર હજારો વર્ષોથી ફ્રેન્ચ પ્રજાના રૂધિરમાં પ્રસરી રહ્યું હતું, તે ઝેરનું બિન્દુએ બિન્દુ રુસ્સો, ડીડરૅટ અને વૉલ્ટેર વગેરે સમર્થ વિચારકોના નવા માનવ હક્કો''ના સાહિત્યે શોષી લીધું. રાજસત્તા અને ધર્મસત્તાના અનોખા અત્યાચારો મુંગે મ્હોંયે વેઠતી ને ભુખમરો ભોગવતી જનતા એક દિવસ આ વિષનું ઘેન ઉતરતાં ઉભી થઇ. બૅસ્ટાઇલનું રાક્ષસી બંદીખાનું લાકડીના પ્રહારોથી જમીંદોસ્ત કર્યું. જુલમગાર રાજારાણીને એનાં વિહાર–ભુવનમાંથી કાન ઝાલી ઉઠાવ્યાં. અને પારીસ નગરના જાહેર ચોગાનમાં પ્રજા –મેદિનીની લાખો આંખો સામે રેંસી નાખ્યાં. રાજપક્ષી અમીર વર્ગ તેમજ ધર્મગુરુ વર્ગનો દારૂણ શિરચ્છેદ માંડી દીધો. 'સ્વા-ધીનતા, સમાનતા અને બંધુતા'' એ બિરદની નવ–પતાકા ચડાવી. આખી દુનિયાને એ પતાકા રોપવાનું નોતરૂં દીધું.

હૈયું ઉઘાડીને તરતી છીપમાં જેમ સ્વાતીનાં પાણી પડે, તેવી આસાનીથી આ ફ્રેન્ચ વિપ્લવના સંસ્કાર આયર્લૅન્ડના પ્રજા–હૃદયમાં વરસવા લાગ્યા. " Rights of Man : માનવીના હક્કો'' નામની એક પેઇન નામના ફ્રેન્ચ પાદરીની સળગતી ચોપડી આય-રીશ યુવકોની બાઇબલ સમી બની ગઇ. 'પ્રત્યેક શાસન શાસિતોની સંમતિ ઉપર જ નીભી શકે' એ ફ્રેન્ચ વિપ્લવમાંથી મૂર્ત બનેલા મહાન સિદ્ધાંતે સારા યુરોપનાં નરનારીઓને જેમ સ્વતંત્ર વિચાર કરતાં કરી મૂક્યાં તેમ આયર્લૅન્ડમાં પણ ચાલુ પરિસ્થિતિ પ્રતિ પ્રકોપ ચેતાવી મૂક્યો. ૧૭૯૧ના જુલાઇ માસમાં તો બેલ્ફાસ્ટ નગરે ફ્રેન્ચ વિપ્લવની વર્ષગાંઠ ઉજવી.

અલસ્ટર પરગણાના પ્રોટેસ્ટંટ પ્રજાજનોને પોતાના કૅથોલીક દેશબાંધવોની રાજકારણી કેદીદશા સવિશેષ ડસતી થઈ. વુલ્ફે તુર્ત એક સંઘ ઉભો કર્યો : એનું નામ " United Irishman : સંયુક્ત આયરીશ માનવ. " નીચે લખ્યા એના ઠરાવો હતા :

૧. દેશના કારોબાર ઉપર ઇંગ્લાંડની અસરનો બોજો એટલો મોટો અને ચગદી નાખનારો છે, કે આપણા હક્કો તથા વ્યાપાર-વિસ્તારના રક્ષણને માટે અનિવાર્ય એવી સમતોલતા સાચવવા સારુ આયર્લેન્ડની સમગ્ર પ્રજામાં સંગઠ્ઠન આવશ્યક બને છે.

૨. બ્રિટનની આ અસરનો અવરોધ કરવા બંધારણપૂર્વકની રીત—એકની એક રીત એ છે કે પાર્લામેન્ટની અંદર લોકોને અપાતું પ્રતિનિધિત્વ સાંગોપાંગ અને સદંતર સુધારવુ જોઇએ.

૩. હરએક ધાર્મિક માન્યતાના હરએક આયરીશ પ્રજાજનનો જેમાં ન સમાવેશ થતો હોય તેવો કોઇ પણ સુધાર ન્યાયયૂક્ત નથી.

એ રીતે આ સંઘનો તાત્કાલિક આશય કૅથોલીક બાંધવજનોનાં બંધનો ભેદાવવા પૂરતો હતો. પણ એનું આખરી શરસંધાન અંગ્રેજ સત્તાને ભેદવાનું હતું. સ્તબ્ધ કરી નાખે તેવી ઝડપથી આ સંઘનું દળબળ વધતુ ચાલ્યું. પ્રોટેસ્ટંટો તેમજ કૅથોલીકો. હજારોની સંખ્યામાં જોડાયા. વુલ્ફના પોતાના જ શબ્દો મોજૂદ છે કે " આ બે પ્રજાસમૂહોના જોડાણની પાછળ આપણો હેતુ આપણી સડેલી સરકારની જુલમગારીને ઉથલાવવાનો, ઇંગ્લાંડ સાથેનો સંબંધ તોડવાનો અને મારા દેશની સ્વાધીનતા સ્થાપવાનો છે. "

પિટ્ટની આખી પેરવી ઉપર જીવલેણ ઘા તો હવે પડયો, કે જ્યારે આ 'યુનાઇટેડ આયરીશમેન' સંઘના ભાવનાબળને પરિણામે પાર્લામેન્ટમાં કૅથોલીકોના પૂર્ણ છુટકારનો ઠરાવ લાવવામાં આવ્યો. 'ડબ્લીન કૅસલ'માં બેઠેલા બ્રિટિશ વાઇસરોય, મંત્રીઓ, અને ફિટ્ઝગીબન, સર્વને ફાળ પડી. આ ઠરાવ જો મંજૂર થાય, પરિણામે કૅથોલીકોને જો પાર્લામેન્ટમાં બેસવાનો અધિકાર બક્ષાય, તો કૅથોલીક–પ્રોટેસ્ટંટોના એ સંગઠ્ઠનની સામે આયરીશ પાર્લા-

મેન્ટના ઉચ્છેદની આખી પેરવી પડી જ ભાંગે. કોઇ પણ ભોગે આ કૅથોલીકોનો પાર્લામેન્ટ-પ્રવેશ અટકાવવો જ રહ્યો. ફિટ્ઝગીબન પ્રોટેસ્ટંટોના હિતેચ્છુ તરીકે આ પ્રસ્તાવની વિરૂદ્ધ ઉભો થયો. એણે એ દરમીઆન આ પ્રોટેસ્ટંટોની બનેલી પાર્લામેન્ટ પાસે રૂશ્વત અને દમદાટી વડે કેટલાક એવા ધારાઓ ઘડાવી લીધા હતા કે જેની રૂઇએ એણે 'યુનાઇટેડ આયરીશમેન'ને એકદમ ગેરકાયદેસર મંડળી જાહેર કરી હથીઆરોની આયાતનો પ્રતિબંધ કર્યો, અને ડબ્લીન કૅસલને-વાઇસરોયને જ જવાબદાર એવું એક ૩૬ હજારનું લશ્કર ઉભું કરી લીધું.

એટલે જેમ સર્વત્ર બને છે તેમ આંહી પણ, આ વિખરાએલું પ્રજાબળ અજવાળું છોડીને અંધારે જમા થયું. એક "Secret Society : છુપી મંડળી" સ્થપાઇ. સભ્યોએ સોગંદ લીધા કે "ઇંગ્લાંડથી છુટા થઇ પ્રજાસત્તાક સ્થાપવું." એ મંડળીની શાખા-પ્રશાખાઓ દેશભરના ગર્ભમાં પથરાવા લાગી. અને ૧૭૯૬ના મે માસમાં તો એ મંડળીએ પરદેશી સહાય પણ માગી. લોર્ડ એડવર્ડ ફિટ્ઝીરાલ્ડ નામનો એક અમીરબચ્ચો વિપ્લવી ભાવનામાં રંગાયો. ફ્રેન્ચ રમણીને પરણ્યો. સરકારી નોકરીને અને પોતાના ઇલ્કાબને વિસર્જન આપ્યું. છુપી મંડળીનો અગ્રેસર બન્યો. અને ફ્રાન્સ પાસેથી હથીઆરદારૂગોળાનું વચન મેળવ્યું. મંડળીએ લશ્કરી સ્વરૂપ ધર્યું. કુલ ૫ લાખમાંથી ૩ લાખ સભ્યો શસ્ત્રો ધરી શકે તેવા ઠર્યા. સૈન્યની રચના થઇ ગઇ.

એટલે પિટ્ટના સાથીઓએ નવી બાજી રચી. એણે આ છુપી મંડળીમાં પોતાના જાસુસોની જાળ પાથરી દીધી. મંડળીના સ્થંભરૂપ મનાતા અગ્રેસરો સરકારના ફોડેલા હતા. એ લોકોએ સરકારને સાચીખોટી બાતમીઓ પહોંચાડવા માંડી. કોઇ પણ યુક્તિથી આયરીશોને સશસ્ત્ર બળવા તરફ ધકેલી જવા, અને પછી એનો વિનાશ કરી આયર્લૅન્ડને ખાલસા કરી લેવું, એ કૂટ નીતિ પર બ્રિટન-પ્રધાન પિટ્ટનું પ્રયાણ ચાલી રહ્યું છે. એના જાસુસો બળવાની બાજીને પકાવી રહ્યા છે.

આ સરકારી દમન અને દેશી પાર્લમેન્ટની આ નઠોર મનો-દશામાંથી વિશ્વાસ ખરવારી ચૂકેલો વુલ્ફ ટોન, સરકારના ફાંસલાથી ચેતી જઈને અમેરિકા ઉપડી ગયો, ને ત્યાંથી એ ચુપચાપ ફ્રાન્સને કિનારે ઉતર્યો. હથીઆરબંધ બળવો અને વિદેશી સહાય, એ બે વિના એણે દેશનો ઉગાર ન દીઠો. એણે ફ્રેન્ચ વિપ્લવના સત્તાધીશો પાસે પ્રસ્તાવ મૂક્યો. ને એ ફાવ્યો. ૪૩ નૌકાઓનો કાફલો અને ૧૪ હજારની ફોજ એણે ફ્રાન્સથી ઉપાડી. આયર્લૅન્ડનો કિનારો હાથવેંતમાં જ રહ્યો. પરંતુ વુલ્ફનો દૈવ વાંકો હતો. વાવાઝોડું નડ્યું. કાફલો વિખરાઈને પાછો વળ્યો.

પિટ્ટના હાથમાં જાણે આ ગેબી સહાય આવી પડી. એના સાથીઓએ દેશભરમાં ભય ફેલાવી દીધો કે "ફ્રાન્સ આવે છે! આયર્લૅન્ડમાંથી મૂડીદારોને ખતમ કરવા અને પોતાના સામ્રાજ્યની પતાકા રોપવા ફ્રાન્સ આવે છે! ગીલોટીન (ગર્દન કાપવાના સંચા) લઈને ધર્મગુરૂઓને તથા જમીનદારોને ઠાર મારવા આવે છે. ને એને લાવે છે 'યુનાઈટેડ આયરીશમેન.'

આ ધાકની અસર નીચે ફફડતી પાર્લામેન્ટ પાસેથી ફિટઝ-ગીબને કેટલાક દારૂણ પ્રસ્તાવો મંજૂર કરાવી લીધા.

પરંતુ વુલ્ફનો આશાવાદ અમર હતો. એણે હૉલેન્ડમાં જઈ ડચ–પ્રજાસત્તાકને ગળે ઘુંટડો ઉતરાવ્યો. વલંદાનું નૌકા–સૈન્ય લઈને એ આવ્યો. એ સૈન્યને અંગ્રેજ નૌકાબળે તારાજ કર્યું. ફરીને વુલ્ફ વિનવે છે. એક વાર નવી ફોજ ઉભી કરવા એ ફ્રાન્સમાં મથે છે. એણે ખુદ નેપોલીઅન બોનાપાર્ટની ચડાઈનો પ્રબંધ કર્યો. પરંતુ જ્યારે પરિપૂર્ણ તૈયારી થઈ ચુકી હતી, ત્યારે એકાએક કોણ જાણે શા કારણથી બોનાપાર્ટનો કાફલો મિસરને માર્ગે ઉપડી ગયો અને વુલ્ફ હાથ ઘસતો રહ્યો. ૧૭૯૮ના મે માસની એ ૨૦મી તારીખ હતી.

આયર્લૅન્ડ ઉપર એ વખતે શાં વીતકો વીતતાં હતાં? સરકારે લશ્કરી દોર ચાલુ કરી દીધો હતો. બેહથીઆર અને અસહાય પ્રજા ઉપર ફોજોનાં ટોળાં છુટાં મૂક્યાં હતાં. 'યુનાઈટેડ આયરીશમેન'

સંઘના સભ્ય બનવાની, અરે એવો સંશય નોતરવાની સજા પણ મોતની હતી. દેશભક્ત હોવાનો સંદેહ ઉત્પન્ન કરનાર હરકોઇ મનુષ્ય ગિરફતાર થતો. કોઇ પણ પ્રકારે ઘોંચપરોણો કરીકરીને પ્રજાને છંછેડવી, હથીઆરબંધ બળવામાં હડસેલવી, પછી ચગદી નાખવી, દેશને જોડી દેવાનું નિમિત્ત ઉભું કરવું, એ સરકારી પેરવી હતી. (૧૭૯૮ના એ વર્ષમાં બ્રિટને ગુજારેલા સિતમોનું વિગતવાર વર્ણન સહ્યું ન જાય તેવું છે.)

આમ છંછેડાઇને બેહોશ બનેલું આયર્લૅન્ડ આખરે ફાંસલામાં ફસાયું. 'યુનાઇટેડ આયરીશમેન'નો સંઘ ૩ લાખ શસ્ત્રધારી-ઓને સંઘરતો તલપાપડ થયો. બળવાના બોલ બોલાયા. તા, ૨૩–૫–૯૮ની તિથિ મુકરર થઇ. ગલગોટાના ફુલ જેવો યુવાન વીર એડવર્ડ ફિટઝીરાલ્ડ નેતા નીમાયો. પરંતુ એ મરણો-મુખ, શૌર્ય-નીતરતા, સર્વસ્વત્યાગી સરદારને જાણ નહોતી કે પોતાની આસપાસ મૃત્યુના દૂતો મિત્રવેશે ભમે છે. જેઓને એણે પોતાના રહસ્યમંત્રીઓ લેખ્યા તેઓ જ એના વૈરી બન્યા. તેઓ જાસુસો હતા. તેઓએ સરકારના કાન ફુંક્યા દીધા.

તા.૧૨મી મે ના રોજ આ જાસુસોની બાતમી મુજબ સર-કાર તૂટી પડી. જુમ્બેશના અગ્રેસરોને ઝાલી લીધા. ફક્ત ફિટ-ઝીરાલ્ડ જ છટકી ગયો. એના માથા પર પૌં. ૧૦૦૦નાં મૂલ મૂકાયાં. પણ મરણિયો ફિટઝીરાલ્ડ થોડાંક વિશ્વાસુઓનાં ઘરનો આશરો મેળવી શક્યો. તા. ૨૩મીનો દારૂણ દિવસ એણે ઠરાવી રાખ્યો છે, બળવાની મોખરે પગલાં માંડવાના કોડ સેવતો રંગ-ભીનો એ યુવાન આઠ દિવસ પોતાની નવપરિણિત વ્હાલી પત્ની પૅમેલાની સાથ અને નાનાં બચ્ચાં સાથ રમવાખેલવાની થોડી ઘડીઓ ચોરી લે છે. હમણાં તા. ૨૩મીનું પ્રભાત પડશે એવી એની રાહ છે. પરંતુ એક વિશ્વાસુએ એક હજાર પૌંડ મેળવવા માટે સરકારને માહેતી આપી. એક મકાનમાં બિમાર થઇને આફ્રિલ પડેલા ફિટઝીરાલ્ડ પર હથીઆરબંધ ટુકડી તા. ૨૦મીની પ્રભાતે તૂટી પડી. ફિટઝીરાલ્ડ એકલો, એક છુરીભર છલંગ મારી ઠેકયો. પોતાના આક્રમણકારીના મોવડીને એણે જીવલેણ

જખ્મો કર્યાં. પરંતુ એના ઉપર ગોળીઓની ફડાફડી બોલી. એ ઝલાયો. એના ઉપર ન કહેવાના વીતકો વીતવા લાગ્યાં.

—ને તા. ૨૯મીનો બળવો ફુંકાયો. સરકાર તો જાણુ-ભેદુઓથી ક્યારની યે ચેતી ગઇ હતી. એની ફોજોએ બળવો પીસી નાખવામાં કેવી કેવી જલ્લાદગીરી અખત્યાર કરી છે, તે વાત વર્ણનશક્તિને હંફાવનારી છે. એ સરકાર–સેનાનો સેનાપતિ જનરલ એબરક્રોમ્બી પોતે જ કહી ગયો છે કે "રશિયાના કૉસેકો અથવા કાલ્મ્યૂકો આચરી શકે તેવો હર એક અત્યાચાર ને પ્રત્યેક જુલમ આંહી વર્તાવવામાં આવ્યો છે." ઇતિહાસકાર લખી ગયો છે કે "પ્રજાનાં મકાનોનો વિવેકશુન્ય અગ્નિ–સંહાર અને નિઃશસ્ત્ર લોકોની, ને ઓરતોની સુદ્ધાં કરવામાં આવેલી કતલને મુકાબલે બંડખોરોના શિરચ્છેદોની ભયાનકતા તો કાંઇ વિસાતમાં નહોતી."

ફ્રાન્સમાં બેઠેલા વુલ્ફ ટોને આ ખબર મળતાં જ ફ્રેન્ચ સત્તાધીશોને અરજ ગુજારી કે "કોઇ ઇલાજે મારા દેશને કુમક મોકલો." પરમુલકોના છુટકારા માટે આકાંક્ષા ધરાવનાર ફ્રાન્સે ત્રીજી વારનું જોખમ ઉઠાવ્યું. ફરી કાફલો મોકલ્યો. પરંતુ વાયરા વેરી બન્યા. દસ નૌકાઓમાંથી કેવળ ત્રણજ આયર્લૅન્ડના સમુદ્રમાં પહોંચી શકી. પણ દરમ્યાન તો અંગ્રેજ કાફલો જાગ્રત થઇ ગયો હતો. ફ્રેન્ચ નૌકાઓ અખાતમાં દાખલ થઇ શકે તે પહેલાં તો શત્રુઓ તૂટી પડ્યા. ફ્રેન્ચ સેનાધ્યક્ષે લશ્કરને નાની નાની બોટોમાં નાસી છુટવાનો હુકમ દીધો.

"વુલ્ફ ટોન!" મોટી મનવાર પર વુલ્ફને જોઇને ફ્રેન્ચ સેનાપતિએ કહ્યું, "તું આ નાની હોડીમાં નાસી છૂટ. અમને તો લડાઇના કેદી તરીકે પકડી છેવટે પાછા સોંપશે, પણ તારૂં શું થશે? તને જાનથી મારશે. માટે ન્હાસી છુટ."

ગર્વોન્નત વુલ્ફ જવાબ આપે છે: "દુનિયા શું એમ વાતો કરશે, કે ફ્રેંચો મારી માતૃભુમિને સારૂ લડાઇ લડતા હતા ત્યારે હું વુલ્ફ ઉઠીને ન્હાસી છુટયો?"

વુલ્ફ ન નાઠો. એ એકાકી ફ્રેન્ચ નૌકાએ પાંચ અંગ્રેજ નૌકાની સામે ઉજ્જવલ સંગ્રામ ખેલી લીધો ત્યાં સુધી વુલ્ફ ત્યાં ને ત્યાં ઉભોઉભો પૂર્ણ ખામોશથી એક તોપખાનું ચલાવ્યે જતો હતો. આખરે તમામ અમલદારો પકડાયા. પકડાએલા અમલદારો એક દિવસ શત્રુ અમલદારના મેજ ઉપર નોતરાઇને નાસ્તો કરે છે. નખશિખ ફ્રેન્ચ પ્રજાજનનાં લક્ષણે રંગાએલો વુલ્ફ પણ અણુ–ઓળખાયો એ પંગતમાં બેઠો છે. ઓચીંતો એક અધિકારી પોલીસ અમલદારોના એક મંડળ સહિત પ્રવેશ કરે છે. ઝીણી નજરે જોઇને એ વુલ્ફને ઓળખી કાઢે છે. બન્ને જણા કોલેજમાં સાથે ભણ્યા હતા. વિદ્યાર્થી જીવનના દોસ્તો હતા. એ આગળ વધ્યો. વુલ્ફની નજીક ગયો. બોલ્યો "ઓહો મી. વુલ્ફ ટોન, તને જોઇને હું ઘણો રાજી થાઉં છું."

પોતાની સ્વસ્થતાને જરી પણ ખોયા વગર વુલ્ફે તકદીરને વધાવી લીધું. એણે જવાબ દીધો: "ઓહો જ્યોર્જ, હું પણ તમને જોઇ ઘણો રાજી થાઉં છું. તારાં પત્ની અને બાળકો મઝામાં છે ના ?" એટલું કહી, દર્પભર, ટટ્ટાર મસ્તકે, પોતાના ચોકીદારોની વચ્ચે એ ખંડમાંથી ચાલી નીકળ્યો.

એક પણ હીન અપમાન એના ઉપર વરસતું બાકી ન રહ્યું. અદાલતમાં એણે એક જ માગણી કરી : "મને ફાંસી ન દેશો. મને સિપાહીને શોભતી રીતે ગોળીબારથી ઠાર કરજો.'

પણ એની માગણી ન સ્વીકારાઈ. એને ફાંસીની સજા મળી. આ અપમાનમાંથી ઉગરવા માટે વુલ્ફે કેદખાનાની અંદર એક અસ્તરાથી પોતાનું ગળું કાપી નાખ્યું. આઠ દિવસ કાળી વેદના ભોગવી. તા. ૧૯ નવેમ્બર ૧૭૯૮ના રોજ મૃત્યુએ એનો છુટકારો કર્યો. ફિટ્ઝીરાલ્ડનું પણ કેદખાનામાં જ કરૂણ મૃત્યુ થયું.

## યુનીઅન

બ્રિટનના જગપ્રસિદ્ધ પ્રધાન પિટ્ટના પાસા પોબાર પડયા. ઈંગ્લાંડ માટેની મહાકાંક્ષાએ પિટ્ટને હાથે એક મહાપ્રજાનો વધ કરાવ્યો. અલાયદું આયર્લૅન્ડ સદા ફિતુરી અને અસ્વસ્થ જ રહેશે

એ બહાને પિટ્ટે ઇંગ્લાંડઆયર્લેન્ડનું યુનીયન—જોડાણ માગ્યું. પણ બ્રિટિશ પ્રધાનોની મંજાલ નહોતી કે આયર્લેન્ડ રોળાએલું ધવાએલું પડયું હતું છતાં યે આ યુનીઅનના પ્રશ્નને નવેસર દેશવ્યાપી ચુંટણીની કસોટીએ ચડાવી શકે. જો એમ થયું હોત તો કદાચ માની શકાત કે એ સમસ્ત પ્રજા 'યુનીઅન' માગે છે. પરંતુ એ તો પ્રજા પાસેથી નહિ પણ સડેલી પાર્લામેન્ટ પાસેથી નિર્ણય લેવાની તરફેણ હતી. એ માટે શા શા ઇલાજો લેવાયા ?

૧. આયરીશ લશ્કરને ઇંગ્લાંડ રવાના કરી દીધું. ઇંગ્લાંડનું સૈન્ય આયર્લેન્ડ પર રોપ્યું,

૨. પાર્લામેન્ટના મકાનની સામે એક બ્રિટિશ લશ્કરી થાણું બેસાર્યું. 'યુનીઅન' સામે વિરોધ ઉઠાવવા મળતી સભાઓને ઠાર કરવાનો હુકમ અપાયો.

૩. આયરીશ સૈન્યમાંથી જે અફસરો 'યુનીઅન'ની વિરૂદ્ધ ઉઠયા, તેઓને બરતરફ કર્યા.

એ રીતે પોતાના ૧ લાખ ને ૩૭ હજાર શસ્ત્રધારીઓને લઇ વીલીઅમ પિટ્ટ 'યુનીઅન'નો પ્રશ્ન ચર્ચા કાઢવા આવ્યો. એ ચર્ચાની રીત આવી હતી:

૩. કૅથોલીક ધર્મગુરૂઓને કોલ આપ્યો કે કૅથોલીક પ્રજાને સંપૂર્ણ અધિકારો સુપ્રત કરીશું.

૪. પ્રોટેસ્ટંટોને કહ્યું કે તમારૂં સ્થાન કૅથોલીકોના શિર પર જ રહેશે.

૫. 'યુનીઅન'ના વિનતિપત્ર પર સહી કરી આપનાર ગુન્હેગારને ચાહે તેવા ભયાનક અપરાધની પણ માફી મળી.

૬. 'યુનીઅન'ની સામે નિવેદન આપનાર નગરજનો 'રાજદ્રોહી' ઠર્યા ને તેઓને ટેકો દેનાર અમલદારોને રૂખ્સદ મળી.

૭. યુનીઅનવિરોધી નામાંકિત આયરીશ નેતાઓને ખતમ કરવાની જલ્લાદગીરી દ્વંદ્વયુદ્ધને નામે ચાલુ કરવામાં આવી.

ડબ્લીન કૅસલમાં એક કલબ સ્થાપવામાં આવી, તેમાં દેશના કાબેલ દ્વંદ્વયોદ્ધાઓને વસાવવામાં આવ્યા. તેઓ કોઇ પણ બહાને દેશનેતાઓની બદનક્ષી કરે, દ્વંદ્વયુદ્ધમાં નોતરે ને ઠાર કરે. આ હલ્લાનું પહેલું જ નિશાન જર્જરિત અને બિમારીવશ વીર ગ્રેટન પર તાકવામાં આવ્યું. ગ્રેટનને ગલીચ આક્ષેપોથી છંછેડી દ્વંદ્વમાં ઉતાર્યો. સદ્ભાગ્યે ગ્રેટનની ગોળી અફર બની. શત્રુ ઘવાયો. દ્વંદ્વયોદ્ધાઓનો ઉત્સાહ ઓલવાઇ ગયો.

પ્રજાએ શો પ્રત્યુત્તર દીધો ?

૧. ડબ્લીનના શરાફો અને વ્યાપારીઓએ મળી ' યુનીઅન '-નો તિરસ્કાર કર્યો.

૨ અખિલ આયર્લૅન્ડના ધારાશાસ્ત્રીઓનું સમ્મેલન મળ્યું. ૩૨ વિરૂદ્ધ ૧૬૪ મતે 'યુનીયન'ની સામે ચેતવણી અપાઇ. (એ ૩૨ વિરોધીઓનાં ખિસ્સાંમાં સોનાના સિક્કા પડી ગયા હતા.)

૩. ડબ્લીનના પ્રોટેસ્ટંટોએ 'યુનીઅનન'ના પ્રસ્તાર પર પીટ પાડી.

તા. .૧મી જાનેવારીના રોજ પાર્લામેન્ટની અંદર 'યુનીયન'-ના સંકલ્પનો પહેલવહેલો ઉલ્લેખ તાજના ભાષણની અંદર સંભળાયો. આ 'લોહીઆળા લગ્ન 'ના નોતરાનો જવાબ આપ-નાર સભાસદે જાહેર કર્યું કે " આયર્લૅન્ડની પાર્લામેન્ટની હસ્તી મિટાવવાનો હક્ક ન તો આ પ્રતિનિધિ સભાને છે, ન તો કોઇ પણ બીજી પ્રતિનિધિસભાને હોઇ શકે. અમે વર્તમાન પ્રતિનિધિઓ તો પ્રજાના ટ્રસ્ટીઓ છીએ. બંધારણની રૂએ અમારાથી—આ મુદતબંધી ધારાસભાથી—ખુદ સનાતન પાર્લામેન્ટની સંસ્થાનો અંત આણી શકાય નહિ." એ સભ્યની વિરોધી દરખાસ્તને ૧૦૫ મત મળ્યા. સરકાર પક્ષે ૧૦૬ મત પડ્યા. સરકાર બચી ગઇ. પ્રસ્તાવ દાખલ થયો. ૪૮ કલાક બીજા ગયા. આખી રાતના વિવેચનને અંતે ૧૦૬ વિરૂદ્ધ ૧૧૧ મતે સરકારી પ્રસ્તાવ ઉડી ગયો.

પરંતુ પિટ્ટની ધીરજ અખૂટ હતી. ૫૦—બસ ૫૦ જ મતને મારે પક્ષે વટલાવ્યા વગર મારે નથી જંપવું.

અઢાર માસ સુધી એણે રૂશ્વતબાજી અને રીબામણીનો યુગ પ્રવર્તાવ્યો.

૧૦ લાખ પૌંડની રૂશ્વત પથરાઈ ગઈ. ફક્ત ૮૪ ખુરશીઓ ખાલી કરાવવા માટે દર જગ્યા દીઠ સાડા સાત હજાર પૌંડ ચૂકવવામાં આવ્યા. પેન્શનો, અમીરાત અને ઇલકાબોની લાલચો અપાઈ. એ રીતે મતો વેચાતા લેવામાં આવ્યા. ફક્ત ૩૭ સિવાય બાકીના તમામ સભ્યોએ રૂશ્વતો સ્વીકારી સ્વીકારી 'યુનીયન'ને પક્ષે મતો પૂરાવ્યા.

ચાર વર્ષથી બળવાનો વિરોધ કરી, ઘરમાં પેસી, ચુપચાપ બેસી ગયેલો બુઝર્ગ ગ્રેટન, જેની છાતીમાં દેશની આ વલે દેખી વીંધાં પડયાં હતાં તે ગ્રેટન, હાડપીંજરવત્ શરીર પર વોલંટીઅરનો વ્હાલો યુનીફોર્મ પહેરી, એક આરામખુરસી ઉપર ઉંચકાઇ, ઉંચકનારાઓના ખભા પર હાથ ટેકવતો, છેલ્લા દમ ખેંચતો પાર્લામેન્ટમાં આવ્યો. બેઠાંબેઠાં એણે વ્યાખ્યાન આપ્યું. પૂરા બે કલાક એ ગરગર્યો. પોતાની પ્રાપ્ત કરેલી પાર્લામેન્ટના આ દારૂણ અવસાન સામે એણે પત્થર પીગાળનારી દલીલો આપી. પરંતુ એ દલીલો ને એ દર્દ નિરર્થક હતાં. સભાસદોએ પ્રજાને વેચી મારી. ઇ. સ. ૧૮૦૦નો ઉનાળો બેસે તે પૂર્વે તો આયર્લૅન્ડનું, જેના નવ–ઉદિત ભાગ્ય–તારલાને ગ્રેટને ૨૦ વર્ષ ઉપર વંદના દીધેલી તે આયર્લૅન્ડનું, તે મહાપ્રજાનું અસ્તિત્વ ભુંસાઇ ગયું. એની સ્વતંત્ર પાર્લામેન્ટને તાળું દેવાયું. એનું ભાગ્યનિર્માણ, બ્રિટનના એક પ્રાંત તરીકે, લંડનની પાર્લા-મેન્ટને હાથ સોંપાયું. ઇ. સ. ૧૮૦૧ના પ્રથમ પ્રભાતે, તવા-રીખમાં પહેલી જ વાર 'એરીન'ની ભુમિ ઉપર 'યુનીઅન જેક'નું ધ્વજારોપણ કરીને વીલીઅમ પિટ્ટ પરમ સુખની લહેર પામ્યો.

યુનીઅનની કલમો નીચે મુજબ હતી:

૧. આજે ઇ. સ. ૧૮૦૧ની જાનેવારીની ૧લી તારીખે ગ્રેટ-બ્રિટન અને આયર્લૅન્ડ એ બે રાજ્યો સદાને માટે, 'યુનાઇટેડ કીંગડમ ઓફ ગ્રેટબ્રિટન એન્ડ આયર્લૅન્ડ' ને નામે એકરાજ્ય તરીકે જોડાય છે.

૨. આ 'યુનાઇટ કીંગ્ડમ' ના તાજનો વારસો અત્યારે જે રીતે ઇંગ્લાંડ અને સ્કોટલેન્ડ વચ્ચેના જોડાણ પરત્વે સ્થાપિત તેમજ મર્યાદિત છે, તેજ રીતે સ્થાપિત તથા મર્યાદિત રહેશે.

૩. આ 'યુનાઇટેડ કીંગ્ડમ' ની પાર્લામેન્ટો એકજ પાર્લામેન્ટને રૂપે જોડાઇ જાય છે.

૪. આ 'યુનાઇટેડ કીંગ્ડમ'ની પાર્લામેન્ટની ઉમરાવ સભામાં આયરીશ ઉમરાવો તરફથી ચુંટાએલા ૨૮ આજીવન ઉમરાવ પ્રતિનિધિઓ અને ચાર ધર્મગુરૂઓ બેસશે.

૫. આમની સભાના કુલ ૬૫૮ પૈકી આયર્લૅન્ડ ૧૦૦ સભાસદો ચુંટી મોકલે ભવિષ્યમાં કોઇ પણ દિવસ આયર્લૅન્ડ માથું ઉંચું ન જ કરી શકે એ સંકેતથી આયર્લૅન્ડની આ કંગાલ લઘુમતીને કાયમ કરનારા શબ્દો 'યુનીઅન ધારા'માં અંકાયા કે "આયર્લૅન્ડને ચુંટવાના આમ-પ્રતિનિધિઓની સંખ્યા ૦૦થી તો કોઇ પણ સંજોગોમાં વધવી ન જોઇએ."

૬. બન્ને દેશોનાં ધર્મ-ખાતાં પણ જોડાઇ જાય છે.

૭. વેપાર-હકકોનો ન્યાયયુક્ત ભોગવટો નક્કી થશે. પણ એને અંગે કેટલાક વિરોધી કરવેરા લાદવાનું આવશ્યક મનાયું.

૮. કરવેરા નાખવાની સત્તા સંયુક્ત પાર્લામેન્ટને હાથ રહેશે, પણ ખજાના અલાયદા રહેશે. દરેક રાજ્યે પોતાના જાહેર કર્જનો અલાયદો ચુકાવો કરવાનો રહેશે. વીસ વર્ષ બાદ સનદી તેમજ લશ્કરી રાષ્ટ્રીય ખર્ચની વ્હેંચણ પંદર ભાગ ગ્રેટબ્રિટનના અને બે ભાગ આયર્લૅન્ડના એ પ્રમાણમાં ફાળાશે.

૯. કાયદા અને અદાલતો બન્ને દેશમાં જેમ છે તેમ રહેશે, પણ ભવિષ્યમાં સયુક્ત ધારાસભાને આવશ્યક જણાય તેવા નવા ફેરફારોને આધીન રહેશે.

૧૦. ઉપરની કલમોનો અમલ કરવામાં જે જે વર્તમાન કાયદા નડતરરૂપ માલૂમ પડશે તે તે તત્કાળ રદ કરવામાં આવશે.

ઈ. સ. ૧૮૦૧ના બેસતા વર્ષના દિનથી આ બંધારણ અમલમાં મૂકાયું.

# લોહીઆળું લગ્ન

યુનીઅન એટલે ઇંગ્લંડ–આયર્લેંન્ડ વચ્ચેનું Red wedding : લોહીઆળું લગન : એમ કહેવાયું છે.

એ લગ્ને આયર્લેંન્ડનો નાશ આદર્યો. એ નાશનું કાર્ય બહુ-મુખી હતું. પાંચસો વર્ષની સતત ચાલેલી લડાઈઓએ અને છેલ્લા એક સો વર્ષના દમનકારી કાયદા–અમલે જે નિકંદન, જે વિષ-પ્રયોગ, જે છુપો ને ઉઘાડો વધ નહોતાં કર્યા, તે આ 'યુનીઅને' આસાનીથી કરી નાખ્યાં. પિટ્ની મહેચ્છા તો હતી માત્ર આય-લેંન્ડને બ્રિટનનું પરગણું બનાવી લેવાની. એથી વધુ વિનાશ એની કલ્પનામાં પણ કદાચ નહિ આવેલો હોય. પણ યુનીઅનના પ્રભાવે તો આયર્લેંન્ડનું આત્મભાન સુદ્ધાં ઓલવાયું, એની બાહ્ય તેમજ આંતરિક બન્ને સ્વાધીનતા નાશ પામી, એણે સંપત્તિ ગુમાવી બન્ને પ્રકારની : સ્થૂલ ધનદૌલતની તેમજ દેશની સંસ્કૃતિની.

તવારીખમાં પહેલી જ વાર આયર્લેંન્ડની આંખો દરિયાને સામે તીર ઇંગ્લાંડની પાર્લામેન્ટ સાથે જડાઇ ગઇ. ડબ્લીન કરતાં લંડન નજીક બન્યું. દેશનું ભાવી ઘડનારાઓ પરદેશી પાર્લામેન્ટના સભાસદો બની, એ પરદેશના એક અથવા બીજા રાજદ્વારી પક્ષનાં પ્યાદાં તરીકે રમવા લાગ્યા. દેશનો ઉદ્ધાર અને ઉગાર એ વિદેશી પાર્લામેન્ટની બહુમતી પર દેખાયો. અત્યાર સુધી પ્રજાને

પોતાના ઘરની સડેલી પાર્લામેન્ટમાં બહુ રસ નહોતો, એટલે પ્રજા સ્વાવલંબી, સહનશીલ ને જાગ્રત હતી. એનું ચિત વાદવિવાદમાં અટવાયું નહોતું. એની નજર હતી નિજ પિતૃધામ ઉપર. હવે એ રાષ્ટ્રદેવતાનું મોઢું વિદેશ તરફ વળ્યું. જમીનદારોએ પોતાની જાગીરો છોડીને વિલાયતમાં વસવાટ લીધો. ઘરઆંગણે એના ખેડુતો રઝળી પડયા. વિલાયતના જીવનની ફનાગીરીએ આયરીશ જમીનદારને ઘરના ખેડુતો પર જાલિમ બનાવ્યા. વરસોવરસ જમીનનું ભાડું ઉઘરાવી–નીચોવી લેવા ઉપરાંત બીજો કશો રસ તેઓને આ ખેડુતોમાં ન રહ્યો.

'યુનીઅન' પછીનાં પહેલાં ત્રીશ જ વર્ષોની અંદર જમીન-દારોને લંડનમાં રહેવાના ભાડા તરીકે દસ કરોડ ને પાંચ લાખ પૌંડ જેટલું દ્રવ્ય આયર્લૅન્ડમાંથી નીકળી લંડન જઇ બેઠું.

બદલામાં આ આયરીશ સભાસદો અંગ્રેજ પાર્લામેન્ટમાંથી કશું મેળવી શકે તેવું નહોતું. તેઓની સંખ્યા માત્ર ૧૦૦ની હતી. સામે ૬૦૦ ની બહુમતી હતી. પરિણામે શું શું બન્યું :

૧, કૅથોલીકો પરના પ્રતિબંધો રદ કરવાનો જે કોલ આપીને વિલીઅમ પિટ્રે આયર્લૅન્ડના ધર્મગુરૂઓને 'યુનીઅન' તરફ સાધેલા, તે કોલ પાળીઆપવા પિટ્રે ના પાડી; કહ્યું કે "રાજાજીનો કટ્ટર વિરોધ છે."

૨. ૧૮૧૭ની અંદર આયર્લૅન્ડની અલાયદી તીજોરી જ બંધ કરીને ઇંગ્લાંડની તીજોરી સાથે મિલાવી દેવામાં આવી. એ બધું નાણું દેશમાંથી વહી ગયું.

૩. ૧૮૧૯–૧૮૨૦ના એકજ વર્ષમાં આયર્લૅન્ડે સાડા-બાવન લાખ પૌંડની મહેસુલ ભરી, જ્યારે તેમાંથી ફક્ત સાડા પંદર લાખ પૌંડ જ આયર્લૅન્ડના ઘરખર્ચ માટે આપવામાં આવ્યા.

૪. રાજવહીવટના ખર્ચ ઉપરાંત ઇંગ્લાંડે પહેલાં ચાલીસ વર્ષની અંદર સાડી બત્રીસ કરોડ પૌંડની ફાલતુ રકમ આયર્લૅન્ડ પાસેથી શોષી લીધી.

૬. વિકટોરીઆ રાણીનો જે યુગ આખા જગતની આબાદીનો તેમજ સંસ્કાર–પ્રગતિનો મહાયુગ મનાય છે, તે જ યુગની અંદર આયર્લૅન્ડના હુન્નરઉદ્યોગોની એવી અવદશા થઇ, કે 'યુનીઅન' પછીના પહેલા વર્ષમાં એકલા ડબ્લીન નગરમાં જ એકાણું કારખાનાં હતાં, તેમાંથી ૧૮૪૦ માં માત્ર ૧૨ રહ્યાં. ઉદ્યોગોને વીણીવીણીને મારી નાખવામાં આવ્યા. પાર્લામેન્ટના ધારાઓ ને ઠરાવો વતી બંધારણપૂર્વકનો આ સંહાર કર્યો.

આવું અનેકવિધ સ્થૂલ સંહારકામ ચાલુ હતું ત્યારે બીજી બાજુથી રાષ્ટ્રસંસ્કારો પણ, ફુટેલા ઘડામાંથી પાણી ઝરી જાય તેવા, અદીઠ છતાં પ્રચંડ વેગથી ભુંસાયે જતા હતા. પહેલો હુમલો ભાષાની મારફત પેઠો. અંગ્રેજી રાજભાષા બની, એટલે એ ભાષા પેસી ગઇ નિશાળોમાં, અદાલતોમાં, વ્યાપારમાં, ઓફીસોમાં, સમ્મેલનોમાં, સભાઓની આખી કાર્યવાહીમાં, લેખોમાં, વ્યાખ્યાનોમાં ને વર્તમાનપત્રોમાં. માતૃભાષા ગેલ અળખામણી બની, હીણપદ પામી. અંગ્રેજી જબાનનો ભપકો ઉચ્ચતાનું ધોરણ બન્યો. જગતના એક ઉત્તમોત્તમ ગેલ–સાહિત્યનો સમાગમ પ્રજા છોડવા લાગી. ભૂતકાળના ઇતિહાસ સાથેની, પૂર્વજોની શૌર્ય–ગાથાઓ સાથેની, આયરીશ કલા, સ્થાપત્ય, ચારણી સાહિત્ય, લોકસાહિત્ય વગેરે તમામ સાથેની સ્નેહગાંઠો છેદાઇ ગઇ.

રાષ્ટ્રના પુરાતન ઉત્સવો, રાષ્ટ્રીય રમતગતો, પોશાકો, રીતભાતો, કુલપરંપરાઓ, રાષ્ટ્રનાં આકાશ–ધરતી, રાષ્ટ્રનાં ગામડાં ને વન-જંગલો, રાષ્ટ્રની સ્મૃતિઓ, ઊર્મિઓ, ને ભાવનાઓ : એ સવ તરફથી મુખ મરડીને પ્રજાપ્રાણ લંડન તરફ દોડવા લાગ્યો.

દેશના બે ટુકડા પડયા. ગામડાં અને શહેર : જૂનવટ અને સુધારો : દેશવાસીઓ અને દેશનેતાઓ વચ્ચે વિચ્છેદ પડી ગયો.

બે પ્રજાઓના જાતિસંસ્કારનું એ યુદ્ધ હતું, એકીકરણ નહોતું. એકના ઉપર અન્યનો હુમલો હતો, પોતાને રંગે રંગીને સામાનો રંગ ભૂંસવાની એ ક્રિયા હતી. એકના સંહાર પર બીજાને પોતાનું શ્રેષ્ઠત્વ સ્થાપવું હતું.

યુનીઅને એ વિષવૃક્ષનું બીજ રોપ્યું. વિષવૃક્ષ ફુલ્યુંફાલ્યું. એની ઝેરી છાયા એણે પહોળી પસારી. પ્રજાના પ્રાણવાયુમાં એ વિષભરી હવા ઓતપ્રોત પેસી ગઇ.

એની ઉત્પત્તિ હતી વિદેશી પાર્લામેન્ટ સાથેના સહકારની અંદર. ત્યાં બેસવા ગએલા પ્રતિનિધિઓ દિશા ભૂલ્યા. પારકે રંગે રંગાયા. સંસ્કારને હિસાબે લપટાયા, અને શક્તિને હિસાબે તો સ્વદેશને એક પણ રાહત અપાવે તેવું તેઓનું મતસામર્થ્ય નહોતું. ૬૦૦ વિરૂદ્ધ ૧૦૦ હતા.

બધા પાપનું મૂળ તો હતું 'યુનીઅન'ના સ્વીકારમાં. 'યુની-અન'નો ધારો પસાર થયા પછી પણ પ્રજાએ એ પરદેશી પાર્લામેન્ટમાં પ્રતિનિધિઓ મોકલવાની ના પાડવી જોઇતી હતી. વિરોધ કરવાને માટે પણ એ પાર્લામેન્ટમાં પ્રવેશ કરવાનું પગલું ભયંકર હતું. કારણ કે એ પ્રવેશમાત્રથી જ પ્રજાએ યુનીઅનનો –ગેરકાયદેસરના જોડાણનો સ્વીકાર કરી લીધો ગણાયો.

એ લંડનની પાર્લામેન્ટની જુંબેશ કયે પંથે ચાલી, તેને જુદા જુદા પલટા લેવરાવનાર કયા કયા પુરુષો નીવડયા, તે જોઇએ.

## મુક્તિદાતા ઓ'કોનેલ

**આ**યર્લેન્ડે રક્તપાતની સમશેર તો મ્યાન કરી હતી. છુપી મંડળીઓનો અને કાવત્રાંખોરોનો માર્ગ પણ ઠગારો નીવડયો હતો. રોમનકેથોલીક અને પ્રોટેસ્ટંટ વચ્ચેનાં તેમજ ખેડૂત અને જમીનદાર વચ્ચેનાં અંતર વધી ગયાં હતાં. બધા પાપનું મૂળ 'યુનીઅન' હતી. એ 'યુનીઅન'ને ઉરાડવા છુપી સુરંગો નિરર્થક હતી. એટલે પ્રજાએ સંગઠ્ઠન કેળવીને 'યુનીઅન'ની પાર્લામેન્ટ સામે જ કાયદેસર આંદોલન આદરવાનો રાહ પકડયો. એ રસ્તા પર પ્રજાને દોરનાર જે નવો પુરુષ પાકયો તેનું નામ ઓ'કોનેલ. ઇતિહાસમાં ઓ'કોનેલ 'મુક્તિદાતા' (Liberator) નામે અમર થયો છે.

ઓ'કોનેલે જાહેર જીવનની લગામ હાથ ધરતાંની સાથે જ પોતાની નીતિ આ શબ્દોમાં પ્રગટ કરી:

" 'સંયુક્ત આયરીશમેન'ની મંડળીની જે ખુરી વલે થવા પામી તે પરથી હું તો શીખ્યો છું કે જો પ્રજાએ સફળ થવું હોય તો કાયદા અને બંધારણની કડક મર્યાદામાં રહીને જ કાર્ય કરવાની જરૂર છે. મેં જોયું છે કે ગેરકાયદે બંધાએલી મંડળીઓ કદિ સલામત નથી રહી; કોઈ ને કોઇ સિદ્ધાંતભ્રષ્ટ શખ્સ આવી મંડળીઓમાં અચૂક દાખલ થઇ જાય છે, અને પછી સામાન્ય રૂશ્વતની લાલચમાં અથવા તો સંકટ સમયે પોતાની રક્ષાને સારૂ એ પોતાના બાંધવોને ફરેબ આપે છે. સાચેસાચ, 'યુનાઇ-ટેડ આયરીશમેન'ની બેહાલીએ મને શીખવ્યું છે કે આયર્લેન્ડ માટેની તમામ પ્રવૃત્તિ ઉઘાડેછોગ અને જરા પણ 'ગુસપુસ' વિના ચાલવી જોઇએ."

આમ ઓ'કોનેલે પ્રેરણાનો પ્યાલો પીધો 'યુનાઇટેડ આય-રીશમેન'માંથી—એટલે કે વુલ્ફ ટોન અને ફિટઝિરાલ્ડની શહીદીમાંથી; પરંતુ ઓજારો વધુ વિશુદ્ધ જાતનાં અને બીનજોખમી વાપર્યાં.

' યુનીઅન'ના કટ્ટર વિરોધી તરીકે એણે પોતાની પિછાન પાડી. એના મુખમાં મુખ્ય શબ્દ હતો 'રીપીલ! રીપીલ! રીપીલ!' એટલે કે ' યુનીયન ' રદ કરો! આ જીવલેણ જોડાણ રદ કરો! પણ અંગ્રેજોએ પ્રજામાં એવું ઝેર ફેલાવ્યું હતું કે આ રોમનકેથોલીક લોકો જ પોતાના ઉપરના જૂના પ્રતિબંધોમાંથી છુટકારો મેળવ-વાની લાલચે 'યુનીયન'ના લોહીઆળા લગ્નમાં મત આપી દેશને વેચી મારતા હતા. ઓકોનેલે રોમન કેથોલીકોની ગંજાવર સભા ભરી, ' યુનીયન 'ના કાયદા સામે અવાજ ઉઠાવ્યો. એણે જાહેરાત કરી: "એમ કહેવાય છે કે રોમનકેથોલીકો પોતાના વતનને અમૂક કિંમતે વેચી મારવા માગે છે. મારી સાથે એક ઉર્મિ અનુભવ-નાર એકેએક કેથોલીક ભાઇ આજે પુકારી ઉઠે, કે એક તરફ ' યુનીયન ' અને બીજી તરફ અમારા સંપ્રદાય ઉપર આખા યે જૂના પિનલ કોડનું પુનરાવર્તન, એ બેમાંથી જો એક વાતની

પસંદગી કરી લેવાનું આપણને કહેવામાં આવે, તો આપણે 'યુનીયન'ને ઠોકરે મારશું. અને આપણા દેશને પરદેશીના એ ચરણે ધરી દેવા કરતાં તો આપણા પ્રોટેસ્ટંટ દેશબાંધવોની ન્યાયભાવના ઉપર જ વિશ્વાસ મેલશું."

આમ ઓ'કોનેલનું આખરી નિશાન તો યુનીયનના છેદનનુ જ હતું. પણ એ છેદનને માટે પ્રથમ જરૂરત હતી. રોમન કૅથોલીકોના સમાન હકો પાછા મેળવવાની. એને પાર્લામેન્ટમાં ચુંટાવાનો પ્રતિબંધ હતો. એને મતાધિકાર નહોતો. પાર્લામેન્ટ પર ચુનંદા અને સંગઠિત અકસોહીઆ પ્રતિનિધિઓની આણ જમાવવાની કોઇ બારી નહોતી. એટલે જ એણે જૂના પ્રતિબંધક ધારાએ ઉખેડવા માટે ઠેર ઠેર કૅથોલીક કમીટીઓ સ્થાપવા માંડી. સરકારે એ કમીટીઓને 'ગેરકાયદેસર મંડળીઓ' જાહેર કરી.

વૈરીઓ ઘણા હતા. ઇર્ષ્યાના ઓળા એનો માર્ગ અંધારો બનાવતા હતા. કૅથોલીકોના છુટકારાના એક પછી એક બીલો એ પાર્લામેન્ટ સમક્ષ મૂકાવતો હતો, પણ પાર્લામેન્ટ દાદ દેતી નહોતી. આવી નિરાશાની ઝડીઓ વર્ષતી હતી. બીજી બાજુ બેરીસ્ટર તરીકેની એની યશરેખા એટલે સુધી ઉઘડી હતી કે એની અકેકેક મીનીટનું મૂલ અકેકેક ગીની જેટલું બોલાતું. છતાં એ પોતાના ધ્યેય પાછળ ફકીર બનીને ચાલ્યો. ઉંઘ અને આહારના સમય પણ એણે ટુંકાવાય એટલા ટુંકાવ્યા. એકલે હાથે ઝૂઝવા લાગ્યો.

## કૅથોલીકોનો છુટકારો

**એ**ણે એક કૅથોલીક એસોસીએશન સ્થાપ્યું. ફક્ત માસિક એક જ આનાનું લવાજમ ઠરાવ્યું. એના સભ્ય થવા આખી પ્રજા ઉમટી. ખેડુતોએ તો એને પોતાના તરણનું નાવ માનીને ગંજાવર સંખ્યામાં અપનાવી લીધું. પ્રજા જાગી. ભયભીત સરકારે ૧૮૨૫માં પાર્લામેન્ટનો કાયદો કરીને એ 'કૅથોલીક એસોસીએશને'ને દાબી દીધું. ઓ'કોનેલે કાયદાની

બારીઓ શોધી કાઢી નવી સંસ્થા સ્થાપી. તેમાં તો કશી ફી પણ ન રાખી. દેશ પ્રતિનું એક પણ સાચું સેવાકાર્ય કરનાર શખ્સ એનો સભ્ય બની શકયો. એટલે એમાં તો પ્રોટેસ્ટંટો પણ જોડાયા. તેઓએ સાંપ્રદાયિક ભેદની ભીંતોના ચુરા કરી નાખી એટલી હદ સુધી એકતા સાધી, કે ૧૮૨૬ની વરણીમાં જાણી બુઝીને, પ્રજામતની ચકાસણી કરવાને ખાતર, પાર્લામેન્ટમાં બેસવાના હક વિનાના ઓ'કોનેલને પ્રચંડ બહુમતીથી ચુંટી કાઢયો. ને હવે સરકાર શું કરે છે તે જોતી પ્રજા બેઠી. એ જુમ્બેશે પકડેલા જોરની અંદર વિલાયતના વડા પ્રધાને એક નવા બળવાનાં બીજ દીઠાં. તૂર્ત જ એણે પોતે કેથોલીકોના છુટકારાનો ખરડો રજુ કર્યો. ખરડો પસાર કરાવ્યો. ઓ'કોનેલનું 'મુક્તિદાતા' તરીકેનું કામ સફળ થયું. 'યુનીઅન' યુગને સમજવા ઇચ્છનારે યાદ રાખવું કે પાર્લામેન્ટની દલીલનીતિને માન આપીને નહિ, પણ બળવાની બ્હીકથી જ એક પછી એક રાહત અપાઇ હતી.

એ નવા કાયદાએ કેથોલીકોને એમની ધાર્મિક લાગણી ન દુભાય તેવા નિર્દોષ સોગંદ લઇને પાર્લામેન્ટમાં બેસવાની મુક્તિ બક્ષી. પરંતુ ઓ'કોનેલ તો તે કાયદો અમલમાં આવ્યા અગાઉ જ ચુંટાઇ આવ્યો. એણે પાર્લામેન્ટની બેઠકમાં પ્રવેશ કર્યો. જૂના, અપમાનજનક સોગંદ લેવાની એણે ના પાડી. એણે મુખોમુખ કહ્યું કે 'એ સોગંદનામાને હું જૂઠ સમજું છું.' એનો અસ્વીકાર થયો. પ્રજાએ એને ફરીવાર મળીને ચુંટયો. નવા સોગંદ લઇને એ પાર્લામેન્ટમાં બેઠો. ત્યાંથી એના જીવનનું ઉત્તરાર્ધ કાર્ય –યુનીઅનના છેદનનું–આરંભાયું.

એક પછી એક સસ્થા યુનીઅનના ઉચ્છેદના હેતુ માટે ઓ'કોનેલ સ્થાપતો ગયો અને સરકાર એ તમામને તાબડતોબ ઉથાપતી ગઇ. એમ છ સંસ્થા ઉખડી અને ગેરકાયદેસર જાહેર થઇ. ઓ'કોનેલ બરબાદ બની ગયો. પૈસા વિના પ્રવૃત્તિ ચાલે તેમ નહોતું. એટલે પ્રજાએ પોતાની મેળે પોતાના પ્રત્યેક ઘર ઉપર 'ઓ'કોનેલનું ભાડું' નામનો એકએક આનાનો મરજીઆત વેરો ઠરાવ્યો. એ વેરાની વાર્ષિક પૌંડ ૧૬૦૦૦ની આવક

મળતી તેને ઓ'કોનેલ દેશસેવામાં ખરચી નાખવા લાગ્યો. (મૃત્યુ સમયે એની પાસે કશુંજ નહોતું.) આખરે ૧૮૩૦માં એણે બ્રિટિશ પાર્લામેન્ટ પાસેથી ઇન્સાફ મેળવવાના બધા નરમ ઉપાજોને નિષ્ફળ ગયા દેખી છેલ્લી વાર "રીપીલ એસોસીએશન: ઉચ્છેદન સભા" સ્થાપી અને જાહેર કર્યું કે "મારો સંગ્રામ શરૂ થાય છે, ને એનો અંત કાં તો મારા મૃત્યુથી અથવા તો યુનીઅનના ઉચ્છેદનથી જ હું આણીશ."

## યંગ આયર્લેન્ડર્સ

**એ** સમયે ઓ'કોનેલની સહાયે એક જુવાનોનું જૂથ ખડું થઇ ગયું. એનું નામ Young Ireianders: યંગ આયર્લેન્ડર્સ: 'યુનીઅન'ના ચૂરા કરવાનો કટ્ટર નિશ્ચય લઇને નૌજવાનો ઉઠયા હતા. તેઓનું પ્રથમ કામ રાજદ્વારી વાતાવરણને વિશુદ્ધ કરવાનું હતું. પછી તેઓએ સિદ્ધાંત પ્રચાર્યો કે પ્રજાને એની સાંકડી ભાવના વાટે નહિ પણ સ્વતંત્ર બુદ્ધિ દ્વારા જાગૃત કરવી; તેઓએ હીમતભેર જાહેરાત કરી કે નેતાઓ પરના અવલમ્બનનું સ્થાન વ્યક્તિગત જવાબદારી અને સ્વાલમ્બને લેવું જોઇએ.

આ નૌજવાનના જૂથની સહાયથી ઓ'કોનેલે યુનીઅનના ઉચ્છેદ માટે આગ ચેતાવી. લોકોની વિરાટ સભાઓને એ બોલાવવા લાગ્યો. એક પછી એક મેદિનીમાં માનવસાગરની છોળો છલી. શત્રુપક્ષી પત્રોએ પણ એમાં ૩૦ લાખ લોકો ટેવ્યાં. ૯ લાખ તો ગામડાંમાંથી પગે ચાલી આવેલાં. એની વચ્ચે ૧૦ હજાર ઘોડેસ્વારોથી ઘેરાએલો ઓ'કોનેલ, એ સ્મારકસ્થાનોની અંદર, જ્યાં પ્રાચીન રાજાઓ ઉભીને આણ છોડતા ત્યાં, તેવાં સ્થળ પર ઉભીને 'રીપીલ : ઉચ્છેદન' ની ઘોષણાઓ દેવા લાગ્યો. દસદસ લાખ લોકો, સભાઓ સમાપ્ત થયા બાદ, જરી પણ ટંટો કર્યા વિના, પરિપૂર્ણ શાંતિથી ને નિયમનથી વિખરાઇ જતાં. ઓ'કોનેલે અંગ્રેજ પ્રજાને આંગળી ચીંધાડી બતાવ્યું કે "જોતા જાઓ. અમારી પ્રજાને આત્મશાસન માટે નાલાયક કહી અમારા

કપાળે કાયમી ગુલામીનાં મેણાં ડામનારાઓ ! જોતા જાઓ, કે આ દસ લાખને કોણ નિયમનમાં રાખે છે—એનાં પોતાનાં ડહાપણ અને બુદ્ધિ. દુનિયામાં બીજી કોઈ એવી પ્રજા હોય તો દેખાડો. ”

અંગ્રેજ સત્તાનો સામનો કરવાની આવી આબાદ તૈયારી દેખી બ્રિટનનું હૈયું ફફડતું હતું. એ ફફડાટ ઓક્ટોબર તા ૮મીની મહામેદિનીનાં પરિયાણ સાંભળીને ઑર વધ્યો. ક્લોન્ટાર્ફ ગામે ભેળા મળીને 'યુનીઅન' સામે આહ્વાન દેવાનાં નોતરાં છુટી ગયાં હતાં. અગણિત લોકો ઘરબારથી નીસરી ચુકયાં હતાં. કોઈને મૃત્યુનો ભય નહોતો, સહુને જાણ થઈ ચુકી હતી કે તોપખાનાં સાથેની રેજીમેન્ટો ત્યાં સભાસ્થાન પર ખડી થઇ ગઇ હતી. પાસેના બંદરમાં ત્રણ મનવારો પણ સરકારે નાંગરી હતી. તે છતાં લોકો ધસ્યા આવે છે. પરંતુ—!

પરતુ આગલે જ દિવસે બપોરે ઓ'કોનેલના હાથમાં સરકારી મનાઇ—હુકમની જાહેરાત મૂકવામાં આવી. કાગળીઓ જોતાંની ઘડીએ જ આ મર્દની છાતી ભાંગી ગઇ. એજ પળે એણે પ્રજાજનોને એક અપીલ ઘડી. પાછા સીધાવવાનું નિવેદન લખ્યું. રાતોરાત એ નિવેદન પ્રચારવામાં આવ્યું. વીસર્વાસ ગાઉમાં કાગળીઆ ફરી વળ્યા. આવનારાં લાખો જનો હતાશ થઇને, પણ આજ્ઞાવશ બનીને પાછાં ઘેર ગયાં.

ઓ'કોનેલનું પતન થયું. આજ દિવસ સુધી પ્રજાના વિફરાટની ધમકી દઇદઇને મુક્તિના નવા કાયદાઓ ઘડાવનાર આ નેતાએ આજે છેલ્લી ઘડીએ પોતાની નરમાશીને બેવફા બની આયર્લૅન્ડનો તિરસ્કાર વહોર્યો. નૌજવાનોનો વિશ્વાસ ખોયો. આયર્લૅન્ડના ઇતિહાસમાં એક મહાકરુણ ખોટ ખવાઇ. તે દિવસથી 'યંગ આયર્લૅન્ડર્સ 'નાં દિલ ધોરણસરની ચળવળથી વિમુખ બની શરીર—બળના વિચાર પર સ્થિર થવા માંડયાં. ઓ'કોનેલથી એ જુદા પડયા.

પાછલા જીવનકાળમાં ઓ'કોનેલને એક સમર્થ વિચાર સૂઝયો હતો: યુનીઅનના કાયદાને રદ તો કરી શકાતો નથી: ફિકર નહિ.

ભલે રહ્યું 'યુનીઅન'. એની હયાતી જ ભૂલી જવી. અને જૂની આયરીશ પાર્લામેન્ટની બેઠક ડબ્લીન મુકામે બોલાવીને દેશ સારૂ કાયદા ઘડવા માંડવા. પણ આ પેરવીને ખાઈ જનાર એક દૈત્ય ખડો હતો. 'કન્વેશન એક્ટ' નામનો એક પુરાતન ધારો હયાત હતો. એ ધારાની રૂઇએ રાજાની રજા વગર આયર્લૅન્ડની અંદર પ્રતિનિધિ-સભા બોલાવી શકાય નહિ. ઓ'કોનેલની બાજીનો પ્રતિકાર બ્રિટિશ સરકારે એ કાયદા વડે કરવા માંડયો. ફિકર નહિ, એ ધારાની ચુંગાલ ચુકવવા માટે ઓ'કોનેલે પોતાની પ્રતિનિધિ સભાને "ત્રણસો જણની મંડળી" એવું નામ આપ્યું.

'યંગ આયર્લેન્ડર્સ'ના નવયુવકોને આ ચાલબાજીનું ડહાપણ સમજાયું. તેઓએ ઓ'કોનેલનો બોલ ઉપાડી લીધો. બ્રિટિશ સરકારને ૧૭૯૮ના વર્ષ પછી આજ પહેલી વાર ખરેખરી ફાળ પેઠી. એના દૂરંદેશી રાજપુરુષોએ સાવધાની ઉચ્ચારી કે "છ જ મહિનામાં સરકારી સત્તા ને વહિવટ આપણા હાથમાંથી છીનવાઇ જશે, અને અંગ્રેજ વાઇસરોય ડબ્લીન-કૅાસલની અંદર હાથ જોડીને બેસશે."

આટલો ફફડાટ શા માટે હતો? એટલા માટે કે એ રીતે મળેલા ત્રણસો જણાને વિખેરવા કોઇ કાયદો સમર્થ નહોતોઃ તેમ એ ત્રણસો જણ દેશકલ્યાણના જે જે ઠરાવો કરે, તેને ભલામણો રૂપે સ્વીકારી લઇને અમલ કરનાર સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ—તાલુકા ને ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડો પ્રજાકીય હતી. તેઓને હરકોઇની ભલામણો સ્વીકારવાની સત્તા હતી.

આ 'ત્રણસોની મંડળી'ના સંમેલનની તૈયારીઓ તડામાર ચાલુ થઇ. અને અંગ્રેજ અદાલતોનું સ્થાન લેવા સારૂ યોજાએલી લવાદ —કચેરીઓનો કાર્યક્રમ પણ સુસજ્જ ઉભો હતો. એકાએક ઓ'કોનેલના વિચારે ગોથું ખાધું. આખો કાર્યક્રમ ત્યજી દેવામાં આવ્યો. અંગ્રેજ સત્તા ફરીથી પ્રાણપૂર શ્વાસ લેવા લાગી.

પરદેશી સરકારની સામે દેશની પ્રતિસ્પર્ધી સરકાર—Parallel Government—સ્થાપવાની ખરેખરી તક આ રીતે આગેવાનની હીમતને અભાવે એળે ગઇ.

## ૧૮૪૬નો દુષ્કાળ

ત્યાર પછી એ લોખંડી પુરુષની માનસિક તેમજ શારીરિક શક્તિઓ ખળભળી. એણે એક પછી એક આપત્તિ દેશ પર ઉતરતી દીઠી. બટાટાંનો પાક, કે જેના ઉપર પ્રજાનો પ્રાણ–આધાર હતો, તે બગડતો જોયો. ને આખરે ૧૮૪૬નું 'કાળું વરસ' બેઠું. આખા દેશ ઉપર ભૂખમરો પથરાયો. સરકાર સુખેથી અટકાવી શકી હોત તેવો એ દુકાળ હતો. આંહી ઘરમાં અને ગલીમાં માણસો ઘાસ ખાતાં, માટી ચાટતાં, અરે દરિયાના રોપા ચાવતાં, કીડી મકોડીની પેઠે મરતાં હતાં, ત્યારે બ્રિટનને ખાવા માટે તો આયર્લૅન્ડના જમીનદારો વહાણોનાં વહાણો ભરી હજારો ટન આયરીશ બટાટાં મોકલી રહ્યાં હતાં. કોઈએ એ નિકાસ ન અટકાવી. માતાએ છોકરાં પણ કાપી ખાધાં ત્યાં સુધી કોઈને દયા ન આવી. મુડદાંને દફનાવનાર કોઈ ન હતુ.

આ દેખાવે ઓ'કોનેલને કમકમાં ઉપજાવ્યાં. પણ એનું પીઠબળ ભાંગી પડયું હતું. પાર્લામેન્ટમાં જે પુરુષ સિંહગર્જનાઓ કરતો તેણે તે દિવસ લંડન જઈને ગરીબડી કાકલૂદી ચલાવી કે "મારા દેશને બચાવો! એ તમારા હાથમાં છે, તમારી સત્તામાં છે. તમે જો નહિ બચાવો તો એ પોતાની જાતને કઇ રીતે બચાવશે?"

ઓ'કોનેલનાં આંસુ બ્રિટિશ પાર્લામેન્ટને ન પલાળી શક્યાં. આયર્લૅન્ડનો કચ્ચરઘાણ વળી ગયો. અર્ધ સદીની સેવા પછી અસહાય ઓ'કોનેલના જીવનનો કરુણ અંત આવ્યો.

## જમીનદારોના જુલમો

તે પછીનાં ૩૦–૩૨ વર્ષનો કાળ તે રક્તશોષક જમીનદારોના અત્યાચારોનો સ્મરણ–સ્થંભ બની ગયેલ છે. આયર્લૅન્ડની જમીન અને આબોહવા અનાજ વગેરે મનુષ્યોની જરૂરીઆતોના પાકને માટે પ્રતિકૂલ છે, તેથી ઉલટું ઘાસચારાની અઢળક ઉત્પત્તિ આપનાર છે. એટલે ધનલોભી જમીનદારોએ સીમોની સીમો

ખેતીના કામમાંથી ખાલી કરાવી વીડીઓ ઉગાડવામાં રોકી લીધી. મનુષ્યોને કાઢી મૂકી ઢોરનાં ટોળાં વસાવ્યાં. ખેડુતોનાં ખોરડાં ખાલી કરાવ્યાં. બીનરોજગાર સ્ત્રીપુરુષો બચ્ચાંઓને ઉપાડી અમેરિકા અને આસ્ટ્રેલીઆ તરફ ચાલી નીકળ્યા. ૧૮૪૯ થી ૧૮૭૦ સુધીનાં એકવીશ વર્ષોમાં જે ૨૫ લાખ લોકો આ રીતે નાસી છુટયાં તેમાંના ૭૫ ટકા તો ૧૫ અને ૩૫ વર્ષ વચ્ચેની વયનાં હતાં. ઇ. સ. ૧૮૬૩ની સાલના ફક્ત સાત જ મહિનામાં ૮૦ હજાર જુવાનજોધ અને સશક્ત સ્ત્રીપુરુષો, વૃદ્ધોને અને અશક્તોને પોતાની પાછળ રઝળતાં મૂકી દેશમાંથી ભાગી નીકળ્યાં. વિના ખર્ચે વિપુલ પશુપાલન કરવાના લાલચુ જમીનદારોએ આવાં હજારો પ્રજાજનોને, તેઓની વય, હાલત કે સંખ્યાની પરવા કર્યા વગર અકેક ઘડીની નોટીસો આપીઆપીને ઘરબાર તેમજ ખેતર ખાલી કરાવ્યાં. ઘર એ જેને વ્હાલામાં વ્હાલી વાત છે, તે ખેડૂત બેશુન્હે પોતાનાં ઝુંપડાંનાં છાપરાં ઉખેડાતાં જોઇ રહ્યો જોતોજોતો એ પૃથ્વીના જેજે પ્રદેશમાં જઇ વિરમ્યો, ત્યાં ત્યાં આ અત્યાચારોની ઘોર યાદ પોતાના હૈયામાં સંઘરતો ગયો, અને એનાં જાંઘમાંથી એક એવી ઓલાદ જન્મી, કે જેણે બચપણમાંથી, માનાં ધાવણમાંથી તેમજ પિતાના ખોળામાંથી, દૂધ ઘીની નદીઓ વડે રેલતા પોતાના પિતૃદેશની પાયમાલીની અને એ દેશમાંથી ટોળીઓએ પોતાનાં પિતામાતાઓને દીધેલા દેશવટાની દારૂણ વાતો સાંભળી. સાંભળી સાંભળીને એણે વેદનાઓ અનુભવી. ખુન્નસ ભરી લીધાં. ( ૪૮ વર્ષ પછી એણે જ બ્રિટનનાં ભીંગડાં ઉખેડવાં. )

## વિપ્લવવાદી ફેનીઅનો

બે રાજદ્વારી દળો તે દિવસોમાં આયર્લૅન્ડનું તકદીર ઘડતાં હતાં : એક 'ફેનીઅન' નામનું હિંસક દળ, ને બીજો બ્રિટિશ પાર્લમેન્ટમાં બેસી અંગ્રેજ સત્તા પાસે કાયદેસર કાકલૂદી કરી દયા માગનારો હોમરૂલ પક્ષ. ફેનીઅનોને પાર્લમેન્ટની ચળવળમાં ઇતબાર નહોતો. આયર્લૅન્ડની મુક્તિ હિંસાબળ વિના શક્ય

નથી, કલ્પ્ય જ નથી, પરંતુ અત્યારે તો આપણે ઇંગ્લાંડને મેદાને-જંગમાં ઉતારી હરાવી શકીએ તેવું સૈન્ય આપણી પાસે નથી, માટે ખુનામરકીની ત્રાસનીતિ અખત્યાર કરી બ્રિટનને તોબાહ પોકરાવવી, એજ ઉગારનો માર્ગ છે. આ હતો ફેનીઅનોનો જીવનધર્મ. નાના સુધારાના ટુકડાઓ પરદેશી પાર્લામેન્ટ બિરસે એમાં તેઓને આસ્થા નહોતી. તેઓ તો માગતા હતા પરિપૂર્ણ રાજપલટો, સદંતર છુટકારો નખશિખ પ્રજાસત્તાક. એ હેતુની સિદ્ધિને માટે તેઓના મત મુજબ પ્રજાનો પ્રચંડ અસંતોષ આવશ્યક હતો. રડ્યોખડ્યો કોઇ સારો કાયદો ખેડૂતોને થોડી રાહત આપે, તો તે વાતને તેઓ વિપ્લવની વિરોધી લેખતા. ખેડૂતને થોડીક સગવડ આપશો તો એ ખોટા સંતોષમાં સરી પડી બળવાની આગ ગુમાવી બેસશે. માટે એને પૂરેપૂરો પિસાવા દો, એને ચાલુ હાલતથી ત્રાહિ ત્રાહિ પુકારી ઉઠવા દો, એ ઉથલપાથલ માગશે. આ તેઓનું રાજદ્વારી ગણિત હતું.

ફેનીઅનોનું દળ અતિ મોટું નહોતું. જે હતું તે પણ અમેરિકામાં જ મોટે ભાગે હતું. આ દિવસોમાં તેઓનાં વૃંદેવૃંદ આયર્લેન્ડમાં ઉતરી આવ્યાં હતાં. ઘણાએ આયરીશ રેજીમેન્ટોમાં નોકરી મેળવી વિદ્રોહ જગાડવાનો યત્ન કર્યો હતો; ને એની અસર એટલી બધી ચોંકાવનારી થઇ હતી કે રેજીમેન્ટોને ઇંગ્લાંડ તેમજ હિન્દુસ્થાનમાં મોકલી દેવી પડી હતી. કેટલાક બીજાઓએ ઇંગ્લાંડનાં પાર્લામેન્ટ વગેરેનાં સરકારી મકાનોને ઉડાવી દેવાના કાવત્રામાં ભાગ લીધો હતો. તેઓનાં છાપાં પણ જોરશોરથી ચાલતાં હતાં.

## આઇઝેક બટ્ની પંપાળ-નીતિ

ફેનીઅનોથી સામા જ છેડા પર જઇ બેઠેલું જે પાર્લામેન્ટ-ઘેલું દળ, તેનો અગ્રેસર હતો આઇઝેક બટ્ નામનો એક આરામપ્રેમી, પોચોપોચો, સુંવાળો જમીનદાર. મીઠીમધુરી, રખેને અંગ્રેજોનાં દિલ દુભાય તેવી મુલાયમ જબાનની વાગ્ધારા રેલાવી પાર્લામેન્ટના લટ્ટુડાપટ્ટુડા કરવા, એ આઇઝેક બટ્ની તેમજ તેના

આખા પક્ષની રાજનીતિ હતી. બ્રિટિશ પાર્લામેન્ટના જગમશહૂર મોભામાં રખે ક્યાંયે ધોબો પડી જાય, એની ખાસ કાળજી રાખીને આ સભાસદો અદબભેર વક્તૃતા અજમાવતા. અને પાર્લામેન્ટના અંગ્રેજ સભ્યો બટ્ના આવા તમાશા પર મુગ્ધ બની એના શ્રવણ થકી આશાએશ મેળવતા. પરંતુ ઈંગ્લાંડના કોઈ પણ રાજદ્વારી પક્ષે બટ્ની તથા તેના સાથીઓની આ છટાદાર કાકલૂદીઓ પ્રતિ ગંભીર લક્ષ્ય આપવાનું જરૂરી માન્યું નહોતું. કોઇ કોઇ વાર તો પોતાની એ દબદબાભરી રસીલી વાગ્ધારા પ્રત્યે અંગ્રેજોની ઉદાસીનતા દેખી બટ્ સાહેબને દુઃખ લાગતું ખરૂં, પરંતુ ગમે તેમ થાઓ, મારી રીતભાતમાં અસભ્યતા કે અદબભંગ થયો છે એવો આક્ષેપ કરવાનું કારણ તો કોઈ અંગ્રેજને ન જ મળવું જોઇએ! કોઈ સાચુકલો આયરીશ કદિ બટ્ને કહેતો કે આ દુઃખોની દાદ અંગ્રેજોની કને માગવા જવું અર્થહીન છે, તો સભ્યતાનો આદર્શ પુરુષ બટ્ પોતાના હાથ પહોળાવી મધઝરતે કંઠે જવાબ દેતો કે "ઓહ! મારા બચ્ચા! એક દિવસ આખી અંગ્રેજ જનતાની અંદર આપણા આયરીશ સૌમ્યત્વ અને સૌજન્યનું અમૃત નીતરી જશે, તે ઘડીએ લોહીનું એક ટીપું પણ રેડયા વિના કે એક પણ મહોબ્બતનો દોરો તોડયા વિના આયર્લેન્ડની રાજક્રાન્તિ કરી શકાશે."

હમેશાં અંગ્રેજોની ન્યાયબુદ્ધિ અને કર્તવ્યદૃષ્ટિને જ સંબોધનાર આ બટ્ની પાછળ પીઠબળ પ્રજાનું–ખેડુતોનું નહિ પણ જમીનદારોનું હતું. કેમકે જમીનદાર વર્ગનું હિત આવા માણસના હાથમાં સલામત હતું. બટ્ના સાથીઓ પણ બ્રિટિશ સમુદાયની સાથે મીઠો સંબંધ રાખી સરકારી નોકરીઓમાં પોતાના ભાઇભત્રીજાઓને પેસાડવામાં જ પોતાનો પરમ વિજય માનતા.

આ બીનજોખમી પક્ષની ઓથે બ્રિટિશ સરકાર આયરીશ પ્રજા પર કરડું શાસન ચલાવ્યે જાય છે. ફેનીઅનોને પકડી પકડી નિર્દય સજાઓ ઠોકયે જાય છે. પ્રજાને કોઇ દોરનાર નથી.

# પાર્નેલનું પરિવર્તન

**એ** વખતમાં એક દિવસ ડબ્લીન નગરની બજારમાં એક સરઘસ નીકળે છે: દોઢ લાખ પ્રજાજનો માથા પરથી ટોપીઓ ઉતારી ગાઢ ચુપકીદીમાં ઉભાં છે. મૃત્યુના શોકગીત ગાતું બેન્ડ ચાલ્યું જાય છે. તેની પાછળ ત્રણ સ્મશાનરથો નીકળે છે. ત્રણે ગાડીઓમાં અક્કેક મૃતદેહ છે. ત્રણે મૃતદેહનાં નામ ગાડીઓ પર લખેલાં છે: એલન, લાર્કીન, ઓ'બ્રાયન; પ્રજાજનો એ ત્રણે શબોની સામે ઘુંટણીએ નમી પડે છે. સ્ત્રીપુરુષોનાં રૂદનનાં ડુસકાં બેન્ડના શોક–સ્વરો સાથે તાલ દઈ રહ્યાં છે.

એક નમણી મુખમુદ્રાવાળો ઉમરાવજાદો દેખાતો નૌજુવાન આ દૃશ્ય જોઈ રહ્યો હતો. એ લોકોને પૂછવા લાગ્યો. એને આખી વાત સમજાઈ: આ ત્રણે જણાને સરકારે ફાંસી દીધી છે. કેમકે તેઓમાંના એક જણાએ એક રાજદ્વારી ગુન્હો કર્યો છે. તેઓ ફેનીઅન હતા. તેઓના થોડા ફેનીઅન બંધુઓને પકડીને બ્રિટિશ પોલીસ જ્યારે મોટર–વાનમાં કેદખાને ઉપાડી જતા હતા, ત્યારે આ ત્રણ માંહેલા એકે મોટર–વાન પર ચડી બેસી પોતાના સાથીને છુટો કરાવવા માટે અંદરના પોલીસની પાસે તાળાની ચાવી માગી. પોલીસે તે ન આપી. એટલે મોટર–ખટારાના દ્વારની કળ તોડી પાડવા માટે એ ફેનીઅન જુવાને કળ ઉપર રીવોલ્વર છોડી. કમભાગ્યે તે જ વખતે અંદર બેઠેલો પોલીસ એ કળના કાણા વાટે નજર કરતો હતો તેથી રીવોલ્વરની ગોળી એને વાગી. એના પ્રાણ ગયા. સરકારે માંચેસ્ટર નગરમાં મુકદ્દમો ચલાવી, આ ગુન્હાને રાજદ્વારી ખૂનનો કિસ્સો ગણી, એ ગોળી મારનારને એકને જ નહિ પણ એના ત્રણ સાથીઓને સુદ્ધાં ફાંસીએ લટકાવ્યા છે.

નાની શી ચીરાડમાંથી જેમ માણસ કોઈ એક મકાનનો આખો ભીતર–વિભાગ જોઈ જાય, તેમ આ એક ઘટનાની અંદરથી પેલા ઉમરાવજાદા નમણા નૌજવાને આયર્લૅન્ડની આખી યે અવદશા વાંચી લીધી. 'માન્ચેસ્ટરના એ ત્રણ શહિદો 'ની છાપ

એના જુવાન અંતઃકરણ પર જીવનભર કદિ ન ભૂંસાય તેવી ઘેરા ને ધારી છપાઈ ગઈ. એને કૈંક વિચારોએ વલોવી નાખ્યો : મારી માતા અમારા ઘરમાં આ ભયાનક ફેનીઅનોને આશરા આપે છે, તેને આજ સુધી હું લાતો મારી રહ્યો છું : મા પર હું રાતો તાતો બનું છું : બહેન આ ફેનીઅન ભાવનાઓના પૂરમાં ઘસડાઈ દેશભક્તિનાં લોહીનીતરતાં કાવ્યો રચે છે, દેશની આઝાદી માટે ઘવાયી બની છે, તેના કાવ્યોને હું ફિટકાર આપું છું : પરંતુ આજ આ લૂટાતા ને કતલ થતા આયર્લૅન્ડને માટે કયાં છે કોઈ માર્ગ કે માર્ગદર્શક!

વિચારનો ચમકારો આવીને પાછો અંધારામાં વિરમી ગયો. કેમ્બ્રીજની વિદ્યાપીઠમાં ભણતો એ લક્ષ્મીનંદન ફરી પાછો અભ્યાસમાં પડયો. પસાર થઈને બહાર નીકળ્યો. લશ્કરમાં ભરતી થઈને રાણી વિક્ટોરીઆ પ્રત્યે વફાદારીના સોગંદ લીધા. એ સોગંદના પાલનમાં તો હુકમ થયે ખુદ પોતાનાં જ દેશબાંધવો પર ગોળી છોડવાનું બંધન રહેલું હતું. છતાં એણે દેશશત્રુઓ પ્રતિની રાજભક્તિ વ્હાલી કરી. પાંચ વર્ષો એમ જ વહ્યાં.

એક દિવસ એ જુવાનના સ્વપ્નઘેરાયા દિલને એક વિચિત્ર ધક્કો વાગતાં એ સદાને માટે જાગી ઉઠયો. એ ધક્કો હતો પ્રેમીના તિરસ્કારનો. પારીસ અને રોમ નગરમાં સેહમાલ કરવા ગયેલા એ તરુણને એક અમેરીકન કુમારિકાનાં પ્રીતબાણે ઘાયલ કર્યો. બન્નેની વચ્ચે મનમેળ મળ્યો. મિત્રોની આંખો પણ આ જોડી જોઈને ઠરી. જુવાન તો ઘેરે જઈ વહુરાણીને માટે ગૃહને સુસજ્જ કરવા લાગ્યો. ઓચીંતા એને ખબર મળ્યા કે એની અમેરિકન પ્રિયતમા એમેરિકા ચાલી ગઈ. આકુલ પ્રેમી છેક અમેરિકા પહોંચ્યો. પ્રેયસીએ એના વિવાહની માગણીનો જે જવાબ વાળ્યો તેણે આ બાળનું ભાગ્યચક્ર ફેરવી નાખ્યું. એ બોલી કે "તને હું નહિ પરણી શકું. તારામાં શી મહત્તા બળી છે? તું તો એક પામર આયરીશ છે!"

સાંભળીને જુવાનના માથામાં ચસ્કો નીકળી ગયો. એને ભાન થયું, કે દુનિયાની નજરમાં, બલ્કે પ્રેમીજનની નજરમાં પણ

આયરીશ પ્રજાજન એક નાચિઝ પ્રાણી છે, ગુલામ આયરીશ નવે ખંડમાં હડધૂત છે. કેમકે ઘરને આંગણે આયરીશો પરાધીન અને પરસ્પર કુસુંપમાં પડેલા કંગાલો છે. પગલે પગલે એને અમેરિકામાં આ હીણપતનું ભાન થયું સહુની આંખમાં એણે આયરીશ પ્રતિ તિરસ્કાર ને તુચ્છકાર દીઠાં. એ બોલી ઉઠયો : "એકવાર જો આયરીશો સ્વાવલંબી અને એકસંપીલા બની જાય, તો દુનિયાના કોઇપણ ખુણામાં એનો પ્રતાપ છંટાશે."

એ જુવાનનું નામ ચાર્લ્સ સ્ટુઅર્ટ પાર્નેલ. 'સ્વાવલંબન અને એકસંપી' એ એના જીવનનો ગુરૂમંત્ર બન્યો. પ્રેમનો દાઝેલો પાર્નેલ આયર્લૅન્ડના રાજકારણમાં પડયો. ૧૮૭૪ની એ સાલ હતી. પાર્નેલ મૂળ આયરીશ નહિ, પણ વસાહતી અંગ્રેજ કુટુંબનો બાલક હતો.



# પાર્નેલ અને અવરોધ નીતિ

૧૮૭૫ની સાલમાં પાર્નેલ પાર્લામેન્ટમાં ચુંટાઇને દાખલ થયો. એ અધકચરા જણાતા જુવાનને કશી ગતાગમ નહોતી. બોલતાં આવડતું નહોતું. સવાલો પૂછવાની સામગ્રી કે મુદ્દા શી રીતે મેળ-વવા તેનું ભાન નહોતું. આઇઝેક બટ્ટના સાથીઓ પોતાના કેસરી-સિંહોના વૃંદમાં કેમ કોઇ એક ગધાડું દાખલ થઇ ગયું હોય તેવી વક્ર દૃષ્ટિએ આ તરૂણ તરફ જોતા. એવો દિશાશુન્ય પાર્નેલ પોતાના પાર્લામેન્ટ–પ્રવેશની પહેલી જ રાતે એક જ ઝબકારામાં પોતાનો રાહ નિહાળી શક્યો. તે જ દિવસના 'લંડન ટાઇમ્સ'ના વર્તમાન-પત્રના અંકમાં એવું લખાણ આવેલું છે કે "પોતાની તવારીખના કોઇ પણ કાળમાં આયર્લેન્ડ અત્યારના જેટલું પ્રશાન્ત, ભયંકર ગુન્હાથી મુક્ત, આબાદાન અને આત્મસંતુષ્ટ નહોતું." અને તે જ દિવસની રાતે પાર્નેલ જેવે છે કે બ્રિટિશ પાર્લામેન્ટની એરણ ઉપર, આયર્લેન્ડને ભાંગી નાખવા માટેના સંખ્યાબંધ દમન–ધારામાં ઉમેરો કરનાર ખેડુતો માટેનો એક ઘાતકી દમન–ધારો (Coercion Bill) ટીપાઇ રહ્યો છે.

એણે પોતાના દેશના ૧૦૩ પ્રતિનિધિ સભ્યો પ્રત્યે નિગાહ કરી. તેમાંના ૫૩ હોમરૂલીઆ સાથીઓનું પોતાનું દળ લઇને બટ્ટને

બેઠેલો દીઠો. ક્યાંય પાણી ન ભાળ્યું. માત્ર એ ૫૩ માંહેલા બે સભ્યો પોતાના નેતાની આ પચીસ વર્ષોથી ચાલી આવતી નપુંસક પંપાળ–નીતિની સામે નિર્વીર્ય રોષ ઠાલવતા, એકાન્તે ધુંધવાતા, અને માંહોમાંહે ગુસપુસ કરતા સાંભળ્યા કે "અંગ્રેજો જો આપણા ખરડાઓને બહુમતીથી ભાંગી નાખે છે, તો પછી એના દેશના ખરડાઓના પણ આપણે કાં ન ભુક્કા કરીએ? આયરીશ ખરડો નહિ, એમ ને? બહુ સારૂં સાહેબ, તો પછી ઇંગ્લાંડના ખરડા પણ નહિ! ધારા ઘડવાનું જ અટકાવી દઇએ! ભલે પાર્લામેન્ટ માખીઓ મારે. એનું નામ સાચી રાજનીતિ: બાકી બટ્ટ તો બેવકૂફ છે! એની વાદે આપણે બધા બહુ ભદ્રિક, બેહદ ભદ્રિક બન્યા છીએ જાણે!"

અઠ્ઠાવીસ વર્ષના અણઘડ પાર્નેલે આ ગુસપુસ વાતોમાંથી સાચી રાજનીતિનો તાર પકડ્યો. એના મગજની અંદર આ તારનું વણાટકામ ચાલુ થયું. બુદ્ધિની ભોંય ઉપર એ વણાટના અક્ષરો આલેખાયા: Policy of obstruction–અવરોધ નીતિ: આઇઝેક બટ્ટે અંકિત કરેલા મધુભાષિતાના કેડાને ભુંસી નાખી પાર્લામેન્ટમાં કટુ સત્યકથનના ચીલા પાડવા: ડગલે ને પગલે પ્રશ્નો પૂછી, વાંધાવિરોધો કાઢી ઉભા રહેવું: રાત્રિઓનો રાત્રિઓ સુધી એક વાતનો અંત સઝવા જ ન દેવો: ગાંભીર્ય અને ગૌરવ માટે જગવ્યાપી નામ ખાટી ગએલી આ પાર્લામેન્ટ–માતાની પ્રતિષ્ઠાને ડગલે ને પગલે ઠોકરો લગાવી અંગ્રેજોની સુંવાળી લાગણીઓમાં ચટપટી ચલાવવી: અને એમ કરતાં એક દિવસ ૧૦૩ આયર્લેન્ડી સભ્યોનું સંગઠિત જૂથ બાંધી, બ્રિટનનાં ગરમ અને નરમ જે બે દળો છે તેમાંથી આપણી સગવડ દેખાય તે પક્ષે એકસામટા ૧૦૩ મતો નાખીને સામા દળની ચાલબાજી ધૂળ મેળવવી, એટલે કે અત્યાર સુધી બટ્ટ સાહેબનું ટોળું જેના ચરણો ચાટી રહેલ છે તે બ્રિટિશ રાજદ્વારી પક્ષોને ઉલટાના આપણી ગરજ કરતા બનાવી દેવા: એ આખી શતરંજ પાર્નેલના મનોરાજ્યમાં ખેલાવા લાગી.

પાર્લામેન્ટના પહેલા જ ભાષણથી એણે પત્થરો પડતા મૂકવા માંડયા. કહ્યું કે "આયર્લૅન્ડ કાંઇ ઇંગ્લાંડનો ભૌગોલિક ટુકડો નથી, એ તો એક રાષ્ટ્ર છે," તે પછી એ આખું વર્ષ બહુધા ચુપ રહીને નિરીક્ષણ કરવા લાગ્યો. ધીમે ધીમે સવાલો પૂછવા માંડયા. બીજી બાજુ આયર્લૅન્ડમાં ભમીને એ પ્રજાને સંભળાવતો થયો કે "આપણે પાર્લામેન્ટમાં ભભકાદાર ભાષણો કરનારા નથી જોઇતા, સાચી બાજુએ મત આપનારા જોઇએ છે. આયરીશ લોકોએ પાર્લામેન્ટમાંની પોતાના પ્રતિનિધિઓની વર્તણૂક પર ચોકી રાખ્યા કરવી જોઇએ."

## તડજોડને પંથે

પ્રજાને આ પ્રમાણે ચેતવીને પાર્નેલ પાર્લામેન્ટમાં બેસનારા આયરીશ દળ તરફ વળ્યો. એક વર્ષ સુધી આઇઝેક બટ્ટની પદ્ધતિના અવલોકને એની માન્યતામાંથી તમામ સંદેહ કાઢી નાખ્યો. અવરોધ, અવરોધ, અથાક અવરોધ : એ શબ્દો એના હૈયામાં ગુંજી ઉઠયા. પરંતુ દળની એકતા વિના, નિયમન વિના, અવરોધ કયાં શકય હતો? ને દળમાં તો કેટલાં તડાં પડયાં હતાં! બે તો કટ્ટર વિરોધી વિભાગો હતા : એક યુનીઅનીસ્ટ પક્ષ-એટલે કે આયર્લૅન્ડ-ઇંગ્લાંડ વચ્ચેના જોડાણના જ અફર હિમાયતીઓ : ને બીજો રાષ્ટ્રવાદી પક્ષ. યુનીઅનવાદીઓની તો આશા જ રાખવાની નહોતી. એટલે એને બાજુએ મૂકીને પાર્નેલે આયર્લૅન્ડના સ્વરાજ્ય-માં માનનારા બાકીના દળને તપાસ્યું. એમાં પણ ત્રણ ચોકા હતા : એક બંધારણવાદી રાષ્ટ્રપક્ષ-એટલે કે જે કેવળ બંધારણ-પૂર્વકની જ લડતમાં માને: બીજું વિપ્લવવાદી ફેનીઅન દળ : ત્રીજો ધર્મગુરુઓનો પક્ષ. ત્રણે પરસ્પર ધુરકનારા. તેમાં યે પાર્નેલ તો વિધર્મી (પ્રોટેસ્ટંટ) હોઇ ધર્મગુરુઓ(કેથલીકો)નો શંકાપાત્ર, અને જમીનદાર હોઇ ફેનીઅનોને મન ત્યાજય! આ ત્રિગુણી વેણીનું એકીકરણ-અને તે પણ આયર્લૅન્ડમાં! એ તો સાપનો ભારો બાંધવા જેવી વિકટ વાત હતી. આવા કટ્ટર વિસંવાદને શમાવી પ્રજાનાદનું એકસુરીલું સંગીત નીપજાવવા, એકીકરણ

અને વિશુદ્ધિકરણ આણવા, ગ્લેડસ્ટન અને ડિઝરાએલી જેવા ડાંખરા શત્રુઓને ઇંગ્લાંડના પ્રધાનતખ્ત પર થરથરાવી મૂકવા યુવાન પાર્નેલે વિનાસાધને ને વિનાશસ્ત્રે કમર કસી.

## અવરોધ : પગલે પગલે

**પો**તાની પ્રામાણિક સેવાબુદ્ધિ અને કાબેલ કાર્યદૃષ્ટિ તરફ જુદાં જુદાં દળોનો વિશ્વાસ પાર્નેલે કેવી રીતે સંપાદન કર્યો? ઇ. સ. ૧૮૭૬ના જૂન મહિનાની ૩૦મી તારીખ હતી. પાર્લામેન્ટની બેઠક ચાલે છે. આઇઝેક બટ્ટની હોમરૂલની માગણી પર વિવેચન મંડાયું છે. તેને અંગે બોલતાં આયર્લૅન્ડ ખાતેનો અંગ્રેજ સરકારી ચીફ સેક્રેટરી પેલા ત્રણ ફેનીઅનોની ફાંસીનો કિસ્સો ટાંકે છે. જેને પાર્નેલ અને આખી આયરીશ પ્રજા 'માંચેસ્ટરના શહીદો' નામે વંદન દે છે, તેને જ આ સરકારી હાકેમે 'માંચેસ્ટરના ખુનીઓ' કહી સંબોધ્યા. એ સંબોધન સાંભળતાંની વારે જ યુવાન પાર્નેલ સાવઝની માફક ઘવાયો. એ ત્રણે નિર્દોષોની હત્યાનું આખું ચિત્રપટ એની આંખો સામે તરવરી ઉઠ્યું. અંગ્રેજ હાકેમના મ્હોંમાંથી ટપકતું, આયરીશોની ખુનામરકીનું બનાવટી બયાન સાંભળવામાં તલ્લીન બનેલી ને ગાંભીર્યમાં ડુબેલી આખી સભાને ચોંકાવતો, પાર્નેલનો "નહિ! નહિ!" એ વિરોધસ્વર ગાજી ઉઠ્યો. સભ્યોની નજર પાર્નેલ પર ચોંટી. અંગ્રેજો જેઓને લોહીતરસ્યા ઘાતકો ગણે છે, તેઓના બચાવમાં 'નહિ! નહિ!' એવા વિરોધસ્વર ઉઠાવનાર જુવાનને સેંકડો શત્રુ–આંખો વીંધતી હતી. આયર્લેન્ડનો સરકારી સેક્રેટરી એની સામે ભ્રૂકુટિ ચડાવી, બરફ જેવા થીજેલા અવાજે બોલ્યો કે "આ પાર્લામેન્ટની અંદર ખુનામરકીનો પણ બચાવ કરનાર એક માનવંત સભાસદ બેસી શકે છે, તે માટે હું દિલગીર છું." તત્કાળ ખુરસીએ ખુરસીમાંથી પાર્નેલ તરફ વિકરાળ વરૂ–સ્વરો છુટ્યા કે "પાછા ખેંચી લે, એ શબ્દો પાછા ખેંચી લે."

ન તો સરકારી સેક્રેટરીનાં ભવાં દેખી ડરેલો, કે ન તો સેંકડો અંગ્રેજોની ધમકીથી લગારે ઢીલો પડેલો આપણો ધાર

વીર પાર્નેલ શાંતિથી જવાબ દેવા ઉભો થયો. શબ્દેશબ્દે ભાર દેતો, આત્મગૌરવની પ્રભા પાથરતો પાથરતો એ બોલે છે: ' માનવંતા સભાસદે ખુનામરકીનો બચાવ કરનાર સભ્યનો તિરસ્કાર વર્ષાવતાં વર્ષાવતાં મારા સામે એવી મક્કમ નિગાહ કરી છે, કે હવે તો હું ઉભો થઇ જગતને સંભળાવવા માગું છું: કે માનચેસ્ટર મુકામે કોઇ ફેનીઅને કશું પણ ખૂન કર્યું હોય એ વાતને હું માનતો નથી, ભવિષ્યમાં કદિ માનવાનો નથી."

સરકારી સેક્રેટરી સર માઇકલ થીજી ગયો. ઘડીભર એ કાંઇક બબડયો, એની જીભના લોચા વળ્યા, પછી એ ચુપચાપ મૂળ ખરડાના વિવેચન પર વળી ગયો.

પાર્નેલનો તે રાત્રિનો જવાબ જગતભરના તમામ આયરીશોને સંભળાયો. મુખ્યત્વે કરીને ફેનીઅનોના કાનમાં ઝીલાયો. આઇઝેક બટ્ટની માખણ–નીતિમાંથી ક્યારના યે ઇતબાર ગુમાવી બેસનાર ફેનીઅનોએ આ નવા આગન્તૂકની સામે રસભર્યા કુતૂહલથી નિગાહ માંડી.

અંગ્રેજોની મગરૂરીના અને પાર્લામેન્ટની કહેવાતી પુનિત પ્રતિષ્ઠાના આવા ભુક્કા બોલાવતો પાર્નેલ આગળ ચાલ્યો. અંદર જઇને વિગ્રહ જગાવતો હતો તેજ રીતે બહાર આવીને પણ એ અક્કડ એકલતામાં જ રહેવા લાગ્યો. અંગ્રેજ સમાજની મહેફિલો ને મિજબાનીઓમાં, દોસ્તીઓ કે અહેશાનમંદીમાં એણે પગ મૂકયો નહિ. આઇઝેક બટ્ટને અને તેની મંડળીને પાર્લામેન્ટની અંદર બેવકૂફ બનાવ્યા પછી બહાર નીકળીને એના દોસ્તો બનનાર ને એને મીઠાં ભોજનોના લાડ લડાવનાર બ્રિટિશ સમાજથી પાર્નેલ વેળાસર સાવધ બન્યો. એ સમજતો હતો કે વિગ્રહી પક્ષો વચ્ચે દોસ્તીના દાવા હોઇ જ ન શકે, હોવા જ ન જોઇએ. એ મહોબ્બતનું છુપું વિષ તો બટ્ટની મંડળીના સ્વતંત્ર પ્રાણને માટે જીવલેણ નીવડયું હતું. એટલે વિરોધ–સદંતર વિરોધની જ નીતિ નક્કી કરી પાર્નેલે પગલાં ભર્યાં.

શરૂમાં તો એની અવરોધ નીતિમાં શામિલ થનાર એકજ સાથી એને પોતાના દળમાંથી મળી શકયો. એક તો એક! એમ કહી એણે ૧૮૭૭માં આરંભ કર્યો. શું શું કર્યું તે તો અત્યારે સરલ લાગે છે. પાર્લામેન્ટના નિયમોનો જ લાભ ઉઠાવ્યો. કોઇ પણ ખરડો પાર્લામેન્ટ સમક્ષ રજુ થાય, એટલે તૂર્ત જ આ અવરોધકો પાનાંનાં પાનાં ભરી સુધારાઓનો અને વાંધાઓનો ગંજાવર હારડો હાજર કરે. પછી એ બન્ને જણા સામસામા વાંધા અને પ્રતિ-વાંધા ઉભા કરે. દૂધમાંથી પોરા કાઢે. દરેક મુદ્દા પર લાંબાં-લચ ભાષણો આદરે. અને એ બધું પાર્લામેન્ટના નિયમોની કડક મર્યાદામાં રહીને ભજવે; એટલે પ્રમુખ એને અટકાવી પણ શાનો શકે?

થોડાક દિવસ : અને પાર્લામેન્ટના સાતસો સભાસદોએ તોબાહ પોકારી. રાતના બાર વાગતાં તો કામકાજ પતાવી ઘેરે જઇ આરામ કરવા ટેવાએલા એ સભાસદોને પરોડના ચાર અને પાંચ બજતાં સુધી ખરડાઓ ઉપર મત આપવા બેઠા રહેવાની કમબખ્તી શરૂ થઇ. દીવા જેવી સ્પષ્ટ વાતમાં પણ કલાકોના કલાક સુધી પીંજણ કરનાર અને પાર્લામેન્ટમાં ઉગ્ર શોરબકોર મચાવી મૂકનાર આ બે નિલજ્જ સભ્યોની ધૃષ્ટતા સહુને અસહ્ય થઇ પડી. અંગ્રેજો આઇઝેક બટ્ટને એની મંડળીના બે બેવકૂફોનાં આ તોફાન સબબ ઠપકો દેવા ગયા. બટ્ટ પણ પોતાની સૌમ્ય સૌજન્યમય કાર્યનીતિની તવારીખ પર છીણી મારનાર આ બે છોકરાઓ ઉપર વડીલ તરીકે છેડાઇ પુણ્યપ્રકોપ વર્ષાવવા લાગ્યો. આપણી સજ્જનતા વિષેનો બ્રિટિશરોનો ઉચ્ચ અભિપ્રાય જો આપણે ગુમાવી બેસીશું, તો આયર્લૅન્ડના ભાવીની કેટલી બુરી વલે થશે! તેની ફાળ બટ્ટનું હૈયું ફડફડાવી રહી. પણ એ બધું નકામું હતું. પાર્નેલની અવળચંડાઇ અસાધ્ય હતી. આઇઝેક બટ્ટે પાર્લામેન્ટમાં ઉભા થઇને પાર્નેલની આ નીતિ સામે બખાળા કાઢ્યા. એણે જોરથી એ છોકરાની ઝાટકણી કાઢી. એણે અંગ્રેજો પ્રત્યે આ દખલ-નીતિ વિષે દિલગીરી દર્શાવી, પણ એકરાર કર્યો કે એ છોકરો મારા કાબુમાં નથી : મહાન આયરીશ પ્રજાના હિતમાં આ એક શોચનીય વસ્તુ કહેવાય : વગેરે વગેરે.

બટ્રે બેઠક લીધી. તાળીઓના ગગડાટ થયા. પરંતુ એ તાળીઓ આયરીશોની નહોતી, અંગ્રેજોની હતી. અંગ્રેજોએ માન્યું કે આટલી પટકી પડ્યા પછી હવે પાર્નેલ ઠેકાણે આવી ગયો છે. મોડી રાત થઇ ગઇ હતી. સભાસદો હવે તો તકરારના મુદ્દાઓ પતી ગયા સમજી ઘેર ઉપડી જવા તલપાપડ છે. ત્યાં પાર્નેલ ઉઠયો. 'મારે કાંઇક કહેવું છે' એટલું બોલી એણે એક જ વાક્ય ઉચ્ચાર્યું : "સભાસદ સાહેબો, મને હમણાં જ ઠપકો આપી જનાર વિદ્વાન સભાસદ મહાશય પોતે તો, મેં જ્યારે મારા સુધારાની નોટીસ આપી અને કારણો સમજાવ્યાં ત્યારે આંહી ઓરડામાં હાજર જ નહોતા. છતાં તેમણે પોતાનો અભિપ્રાય આપ્યો છે !"

બસ, એ એક જ વાક્યમાં બટ્રની પૂરી ફજેતી બોલી ગઇ. આખા આયર્લેન્ડને વળતે દિવસ જાણ થઇ કે આમની સભામાં આઇરિશ બટ્રે, પોતે જેનો સાક્ષી નહોતો તેવા એક આચરણને માટે એક આયરીશ સભ્યની પટકી પાડી ! ને એ યુવક સભ્યનું મગરૂર આચરણ તો ઉલટાનું અંગ્રેજોને આયર્લેન્ડ પ્રતિ અદબનો પાઠ આપનારું હતું !"

એક પછી એક આયરીશ સભાસદ બટ્રને પડખેથી ખડીને પાર્નેલને પક્ષે ભરાવા લાગ્યો. બુઢ્ઢા બટ્રનું સિંહાસન ડોલ્યું. તે દિવસ સુધી દરિયાપારની પરદેશી પાર્લામેન્ટમાં પોતાના પ્રતિનિધિઓ શા શા બાજી ખેલી રહ્યા છે તે જાણવાનો આયરીશ પ્રજાને રસ નહોતો. એ જ પ્રજાએ હવે આંખો ચોળીને નજર કરવા માંડી. પોતાના પક્ષે પાર્નેલ નામનો એક જુવાનીઓ કાંઇક ભાંગફોડ કરી રહ્યો છે એવું પ્રજાને સમજાયું. પ્રજા ઉઠી.

આંહી અવરોધ–નીતિના દાવ બેવડા જોરથી રમાતા થયા. પાર્લામેન્ટના સંચા ઢીલા પડયા. કાર્યવાહીની ગતિ રખડી પડી. બ્રિટનનો પિત્તો કાબુ ખોવા લાગ્યો. ખરડે ખરડે દખલ નાખીને પાર્નેલ આખી આખી રાતના ઉજાગરા સમસ્ત સભાને ખેંચાવી રહ્યો છે. તેઓનાં રૂવાડાં સળગી ઉઠે તેવા ઉગ્ર શબ્દો ઉચ્ચરે જાય છે. એવે એક વાર દક્ષિણ આફ્રિકાનો ખરડો સરકાર તર-

ફથી રજુ થયો. એ ખરડાની મતલબ હતી ટ્રાન્સવાલ ખાલસા કરવાની. ચીસ પાડીને પાર્નેલ પુકારી ઉઠયો કે "પોતાના ઘર-વહીવટમાં જે દેશે અંગ્રેજ દખલગીરીનાં બુરાં પરિણામો ગળો-ગળ અનુભવ્યાં છે, અને એ દખલમાંથી નીપજેલી ક્રૂરતા તેમજ જુલમગારી જે દેશે પેટ ભરીને ભોગવી છે, તે દેશના વતની તરીકે, આયરીશ તરીકે, હું આજે આ ખરડા પરત્વે સરકારના કુટિલ ઇરાદાઓમાં આડખિલી નાખવામાં આનંદ અનુભવું છું."

સાંભળીને અંગ્રેજોને રોમેરોમે ઝાળ ઉપડી. ગુસ્સામાં અંધ બનેલ અંગ્રેજ હાકેમોને આવું બોલનારના શબ્દોની સાન ન રહી. તેઓએ આળ મૂકયું કે પાર્નેલે 'પાર્લામેન્ટના કુટિલ ઇરાદાઓ' કહ્યા. પાર્નેલને આવતા શુક્રવાર સુધી ચર્ચામાં ભાગ લેવાની ને બોલવાની બંધી થઇ. ચુપચાપ પાર્નેલ ઉઠીને બહાર બેઠો. પાછળથી એ ક્રોધાંધ અંગ્રેજોને ભાન થયું કે પાર્નેલ તો 'સર-કારના ઇરાદાઓ' બોલ્યો હતો, કે જે બોલવાનો દરેક વિરોધ-પક્ષીને હક્ક છે. આંગ્લ દુર્વાસાઓની આંખો ઉઘડી. પાર્નેલને પાછો તેડાવવો પડયો.

પરંતુ પછી તો સ્થિતિ અસહ્ય બની જવાથી આ અવરોધ–નીતિનો પ્રતિકાર કરવા માટે નવા નિયમો ઘડાયા. એ નિયમો અમલમાં મૂકાયા પછી ચોથે જ દિવસે પાર્નેલે પોતાની શક્તિનો પરચો અંગ્રેજો ભૂલી જાય તેવી રીતે બતાવ્યો. એ જ દક્ષિણ આફ્રિકાના ખરડા પરના વિવેચનની રાત હતી. એક તરફ ૭૦૦ સભ્યોની આખી પાર્લામેન્ટ અને સામે પાર્નેલના સાત જ સાથીઓ: અને સંગ્રામ શરૂ થયો. તમામ સભ્યો સરકારપક્ષનું સમર્થન કરવા ગોઠવાઇ ગયા. તેઓએ જુદીજુદી ટુકડીઓ પાડી નાખી. બીજા બધા આરામ કરી શકે અને એકજ ટુકડી મત આપવા હાજર રહે. આંતરેઆંતરે એ ટુકડીઓ બદલાય છે. સામે સાત જણા અખંડ ઉજાગરો ખેંચીને ખરડા ઉપર સુધારા પછી સુધા-રાઓની લડતો લડયે જાય છે. પ્રમુખનાં અન્યાયી રૂલીંગો સામે તકરારો મચાવે છે. સમી સાંજનો સંગ્રામ સવારના આઠ સુધી ટકાવી રાખ્યો. ફરી પાછા બાર વાગે હાજર થયા. કુલે ૨૬

કલાકની ટક્કર ઝીલી. અંગ્રેજોના હોશ હચમચાવ્યા, એ રાત્રિના કાર્યે ઇંગ્લાંડનો રોષ જગાડયો અને આયર્લેન્ડનો પ્રેમ જગાડયો. આઇઝેક બટ્ટનો કાબુ જાહેર જીવન પરથી છેક ખસી ગયો. થોડા સમયમાં એનું અવસાન થયું. પાર્નેલ આયરીશ દળનો અગ્રેસર હજુ રીતસર ચુંટાયો નહિ છતાં વસ્તુતઃ તો સ્થપાઇ ચુકયો.

## ખેડૂતો—અને બહિષ્કાર નીતિ

**૧૮૭૯–૮૦**ના એ અરસામાં આયર્લેન્ડનો ખેડૂત ખોબે આંસુડે રોવે છે. ત્રણ વર્ષથી ઉત્તરોત્તર ઓછા થતા બટાટાના પાકે આ સાલ તો છેક જ દગો દઇ પશ્ચિમ પ્રદેશના રમણીય આયર્લેન્ડ ઉપર મૃત્યુની ભયાનકતા પાથરી દીધી છે. ખેડૂને ખાવા ધાન નથી તે છતાં જાડાના ભૂખ્યા જમીનદારો હજારો ખેડૂતોને જમીન ખાલી કરાવી રૂખસદ આપી રહ્યા છે. ૧૮૭૯માં ૬૨૩૯ ખેડૂતોને રઝળતા કર્યા. ૧૮૮૦માં ૧૦,૪૫૭ ને. એમ છેલ્લાં ચાર વર્ષોમાં ૨૩ હજાર ખેડૂતો ઘરબાર વિનાના થયા. ને તેઓ નાસીને ક્યાં જાય? ટાઢ અને ભૂખમરો તેઓનો પીછો છોડે તેમ નહોતાં. ગ્લેડસ્ટન જેવા માનવપ્રેમી મનાએલા પ્રધાનની અંગ્રેજ સરકાર આ ખેડૂતોને જમીનદારોના જુલમો સામે જરીકે રક્ષણ આપવા સળવળતી નહોતી. પાંચ લાખ માણસો ખેરાત પર પેટગુજારો કરતાં હતાં, અને બલ્ગેરીઆ તથા મેસીડોનીઆનાં લોકોનાં દુઃખો પર આંસુ સારતી એ સરકાર આયર્લેન્ડની યાતનાઓ તરફ નજર પણ નહોતી કરતી. મહારાણી વીક્ટોરીઆની મહાઘોષણા જાહેર થઇ, તેમાં બીજા બધા પ્રશ્નો ડોળાયા હતા; અપવાદ માત્ર એક: આયર્લેન્ડના જમીનનો પ્રશ્ન.

પાર્લામેન્ટની સભાઓ ધ્રુજાવનાર પાર્નેલ પોતે પણ જમીનદાર હતો. એને આયર્લેન્ડના આ સર્વોપરિ પ્રશ્નમાં–ખેડુના પ્રશ્નમાં ચંચુપ્રાત નહોતો. એ આખા પ્રશ્નની વિકટતાના વિચાર માત્રથી પાર્નેલ થરથરતો. પરંતુ એને ગુરૂ મળી ગયો. માઇકેલ ડૅવીટ નામનો એનો એક ફેનીઅન સાથી જાતે જ ખેડૂત હતો. એણે પાર્નેલને આખા પ્રશ્નનું દર્શન કરાવ્યું.

# કિસાનોની દુઃખકથા

**આ**યર્લૅન્ડના ઇતિહાસમાં ખેડૂતના વિનાશનું પ્રકરણ સહુથી વધુ ભયંકર છે, ને એની અવદશાનો આરંભ પ્રાચીન છે. ટ્યુડર-વંશ તથા સ્ટુઅર્ટ કુલના પ્રોટેસ્ટંટ–પંથી રાજાઓએ અને તે પછી જાલિમ વિજેતા ઓલીવર ક્રોમવેલે લાખો એકરો જમીન આયર્લૅન્ડના કૅથોલીકપંથી લોકો પાસેથી ઝુંટવી લઇ નવા વસાહતી પ્રોટેસ્ટંટ અંગ્રેજોને આપી દીધી અને કૅથોલીકોના જમીનમાલિકીના હક્કો જ રદ્દ કર્યા. નવા બનેલા જમીનદારોએ આ જમીનના વાવેતર સારૂ છેક સ્કૉટલેન્ડથી સ્વધર્મી પ્રોટેસ્ટંટ કિસાનોને તેડાવ્યા, પણ ક્રમેક્રમે જમીનદારો વધુ ને વધુ ભાડાં (ઉઘડ) માગવા લાગ્યા, પરિણામે નારાજ સ્કૉટીશ કિસાનો અમેરિકા ચાલ્યા ગયા.

જમીનદારોએ લાચારીથી જમીનો આયરીશ કૅથોલીકપંથી કિસાનોને વાવવા દીધી. પણ જમીન ઉપર કબ્જો જમીનદારોનો જ રહ્યો. તેઓ કિસાનોએ કામીકામીને ફળદ્રુપ કરેલી જમીનો પર પ્રતિદિન લાગો વધારતા ગયા, ન આપનાર કિસાનની જમીન ઉચકાવતા ગયા. જમીનમાં શું વાવવું ન વાવવું એ નિર્ણયની સત્તા પણ જમીનદારો ચલાવવા લાગ્યા. પરિણામે બન્ને વચ્ચે બખેડા થયા. એ ઝઘડા બખેડા ૧૨૦ વર્ષ સુધી ચાલુ રહ્યા.

ઇ. સ. ૧૭૬૧માં ઇંગ્લાંડનાં દુઝાળાં ઢોરમાં રોગચાળો ફેલાયો. આયરીશ પશુઓના ભાવ ચડી ગયા. સ્વાર્થાંધ આયરીશ જમીનદારોએ પશુઓની પેદાશ કરવા સારૂ વાવેતરની જમીનો પણ પડતર રખાવી ઘાસચારા ઉગવા દીધાં. ખેડૂતોને રઝળાવ્યા. સેંકડો બેહાલ કિસાનો ઝનૂને ચડીને જમીનદારો પર તૂટી પડ્યા, સેંકડો ચરિયાણ ખેતરોને આગ લગાવી, પશુઓને હાંકી ગયા, કાં અપંગ બનાવ્યાં. જમીનદારોના અત્યાચારમાંથી નીપજેલા ઝનૂને ભૂખ્યા કિસાનોને એટલે સુધી વિફરાવી દીધા કે એ વૈર લેવા ને જીવલેણ તોફાન કરવા સારૂ અઢારમી સદીમાં તો 'વ્હાઇટ બોયઝ' 'રાઇટ બોયઝ' 'થ્રેશર્સ' 'રીબનમેન' આદિ

અનેક વિદ્રોહી કિસાન–દળો ખડાં થઇ ગયાં. તેઓની કિનાખોરી ભીષણ બની ગઇ.

દેશની સરકારે પ્રથમ તો આ વિદ્રોહીઓને રાજદ્વારી ગણી કાઢી કેકનો ઘાણ કાઢયો, કેકને રાજદ્વારી કાવત્રાંખોરો ઠરાવી ફાંસીએ લટકાવ્યા. પણ આખરે આ દાવાનલનું મૂળ જડયું. જમીનદારોની ત્રાસનીતિ નજરે ચડી. રાજસત્તાએ ૧૭૭૮માં કેથોલીક કિસાનોને ૯૯૯ વર્ષની પટે જમીનો લેવાની છૂટ આપી. ૧૭૮૨માં જમીન કાયમી ખરીદવાના ને માલિકીના હક્કો આપ્યા. ધીરેધીરે તેઓમાંના અનેક કિસાનો પ્રોટેસ્ટંટ જમીનદારોના હાથમાંથી છૂટવા લાગ્યા. ૧૮૦૭ સુધી આ શાંતિ રહી.

૧૮૦૭થી ફરીને ટંટા અને દંગાનો આરંભ થયો. યુનીઅન પછી જમીનદારોનું ઇંગ્લાંડ જઇ રહેવું : કિસાનોનાં સુખસગવડ પ્રતિની તેઓની બેતમા : તેઓને ભાડાં ન ભરી શકવાના કારણે તાતી ઘડીએ જમીન ને ખોરડાં ખાલી કરાવવાની જબરદસ્તી : અને છતાં પાર્લામેન્ટ કે સ્થાનિક સરકાર તરફથી કશા જ રક્ષણના પ્રબંધનો અભાવ : બહારના શોષણ થકી કંગાલ બનતો જતો દેશ : અને ઉપરાઉપરી નબળાં વર્ષો : કિસાન દિશાશૂન્ય બની ઝનૂને ચડયો.

“બિલકુલ શાંતિના કાળમાં પણ સરકારને ૨૫૦૦૦ની સેના આયર્લેન્ડ પર નિભાવવી પડે છે. એ બતાવે છે, કે એ પ્રજાના અસંતોષનું સંગીન કારણ છે. કારણની શોધ કરવી ઘટે.” એ શબ્દો બોલનાર એક સભાસદનો ખુદ પિટ્ટે ઉઠીને પાર્લામેન્ટમાં વિરોધ કર્યો. ૧૮૧૬નું વર્ષ હતું.

ચાર વર્ષે હાલત એવી બગડી, કે કિસાનોની સ્થિતિ તપાસવા કમીશન બેસાડવું પડયું. સાત વર્ષ એની બેઠક ચાલી. કમીશનમાં પડેલા જુબાનીઓમાં ‘ચૂડેલનો વાંસો’ ઉઘાડો પડયો. રાજદ્રોહ સાથે આ કિસાન–આંદોલનને કશી નિસ્બત નથી: એના ઉપર જમીનદારોના જુલમ છે : પોલીસ, ન્યાય વગેરે ખાતાં પણ જમી–

નદારોના સિતમનાં યંત્રો બને છે : પાર્લામેન્ટમાં પણ જમીનદારો જ બેસીને કિસાનોના દમન માટે કાયદા ઘડે છે.

આનો પુરાવો આ રહ્યો : ૧૮૦૦ થી ૧૮૩૫ સુધીમાં કિસાનોના દમનના વિવિધરૂપી ચોવીસ કાયદા પાર્લામેન્ટમાંથી પસાર થયા હતા; ખેડૂ-રક્ષણનો એક પણ નહિ. જે કશા પ્રસ્તાવો રજુ થયા તે લઘુમતીથી ઉડી ગયા.

કૈં કાળથી આયર્લૅન્ડમાં રાજકુળનો પ્રોટેસ્ટંટ પંથ પ્રવર્તતો, ને એનું આખું ધર્મ-ખાતું એના ધર્મગુરૂઓ, પાદરીઓ, દેવળો, નિશાળો વગેરે લાખો રૂપીઆના ખર્ચાળ વહિવટ સાથે રાજસત્તા તરફથી ચલાવાતું હતું. એ ખાતાના નિભાવ માટે વિધર્મી કૅથોલીક કિસાનો ઉપર એક 'ટાઇથ' નામનો કર નાખવામાં આવ્યો હતો. આ કરની ઉપજમાંથી નભતાં એ પ્રોટેસ્ટંટ દેવળોમાં પ્રોટેસ્ટંટ ધર્મગુરૂઓ કૅથોલીકોને શયતાનપંથીઓ તરીકે ઓળખાવી તેઓના જ નિકંદનનો બોધ આપતા. કૅથોલીક કિસાનોને આવો કર આપતાં કલેજાં વલોવાઇ જતાં. કર ઉઘરાવવા જનારા એ ધર્મ-ખાતાના નોકરો મારીકૂટીને પણ વસુલાત લેતા. કૅથોલીકોને સતાવવામાં તેઓને ધર્મની રજા હતી, રાજની રક્ષા હતી. એમાંથી ખુનખરાબી નીપજતી. બાર હજાર પૌંડની વસુલાત સારૂ ધર્મ-ખાતે ૧૦ લાખ પૌંડનું ખર્ચ કરવું પડતું. કુલ ૧૦ હજાર જાનની હત્યા થઇ ચુકી હતી. કિસાનોની હૈયાહોળીમાં ઘી હોમનાર આ 'ટાઇથ' હતો. એનો જ પૈસો એના વિનાશ સારૂ વપરાતો. આખરે ઓ'કૉનેલની વિદ્રોહી જુમ્બેશના ડોળા દેખ્યા પછી જ રાજસત્તાને સાન આવેલી અને ૧૮૮૮માં એ 'ટાઇથ'નો કાળમુખો લાગો રદ થયો.

છેક જાતે ૧૮૭૦માં એક નરમ ધારો ઘડાયો : કિસાનોએ લાગો ન ચૂકવવાથી જમીનદાર એને ખાલી કરાવતો હોય, તો તો જમીનદારે કશી નુકશાની દેવાની નહિ. પરંતુ લાગો ચુકાવવા સિવાયના કોઇ કરાર-ભંગથી જો કિસાન પાસે જમીનદાર ખાલી કરાવતો હોય તો કિસાને એ જમીન પર નવા બાંધેલા

મકાન બદલ, અથવા બંધ બાંધ્યો હોય, ખાતર પૂર્યું હોય, કે બાગાયત વાવેતર કર્યું હોય તે બદલ જમીનદારે નુકશાની ભરવી."

આ એક ઠેકડી જ હતી. કિસાનોને એથી કશી જ રાહત ન મળી.

એવી બેહાલી વચ્ચે માઇકલ ડેવીટે 'Irish Land League : કિસાન સંઘ'ની સ્થાપના કરી. ૧૮૭૧નું વર્ષ હતું.

પાર્નેલે આ અત્યાચારો નજરોનજર દીઠા. જમીનદારો કેવી ક્રૂરતાથી ખોરડાં ખાલી કરાવતા ? મરણપથારીએ પડેલાં કિસાન–કુટુંબીજનોને, હલીચલી ન શકનાર વૃદ્ધોને, અને થોડાક કલાક ઉપર જ બાળક પ્રસવનાર સ્ત્રીઓને એ પ્રસવેલાં નાગાંપૂગાં બાળકો સહિત, તેઓનાં ખદબદતાં નાનાં ખોરડાંમાંથી પશુઓની પેઠે હાંકી, રસ્તાને કાંઠે રઝળવા કે મરવા માટે છોડી દેવામાં આવતાં.

એવા પણ કિસ્સાઓ મૌજૂદ હતા : ખોરડાં ખાલી કરાવવા આવેલ બેલીફને તેમજ પોલીસને ઘરની સ્ત્રી ઘુંટણે નમી વિનવતી કે " ફક્ત અર્ધો કલાક ઉભા રહો. મારો ધણી છેલ્લાં ડચકાં ખાય છે. અર્ધા કલાકમાં એની જીંદગી પૂરી થાય, પછી હું નીકળી જઉં. "—અને એ સરકારી નોકરો અર્ધો કલાક પણ નહોતા અટકતા !

એવા પણ કિસ્સાઓ હતા : પૂરા દિવસો વેઠતી પત્નીઓને પ્રસવની વેણ આવતી હોય, પા કલાકમાં જ બાળક અવતરવાનું હોય, પણ બેલીફો ને પોલીસો માને નહિ, કિસાન પોતાની સ્ત્રીને એ વેદનાની સ્થિતિમાં ઉંચકીને ઘરની બહાર કાઢે, વરસતા વરસાદમાં ઉઘાડા આભ નીચે સ્ત્રીને બાળક જન્મે.

ખાલી કરાવવાના એવા ૫૦ હજાર કિસ્સા બન્યાની પાર્નેલને ખાત્રી થઇ ચુકી.

માઇકેલે પાર્નેલને સમજ પાડી, કે પેટની ભૂખે ભડભડતાં લાખો શરીરો દેશમાં પડ્યાં છે, તે અવસરે પાર્લમેન્ટની ભાંગફોડ બાજીનો કશો અર્થ નથી. રાજકારણના ભાવનામય સિદ્ધાંતોની લડતમાં એ લાંઘણો ખેંચનારાં લાખોને આપણે શી રીતે ઉત્તેજીત કરી શકશું? જેને જમીનના કબજાભોગવટાની એક દિવસભરની યે ચોક્કસતા નથી, ને જે દિનરાત લોહીનો પરસેવો ટપકાવી આખરે જમીનદારનાં જ ઘરો ભરે છે, પોતાનાં બચ્ચાંને રોટલી પહોંચાડી શકતો નથી, તેને શી પરવા છે કે રાજ ક્યાંથી થાય છે–લંડનથી કે ડબ્લીનથી?

## ત્રણ ફ્ફા

**મા**ઇકેલ ડૅવીટે પાર્નેલને ત્રણ ફ્ફા બતાવ્યા. અંગ્રેજીમાં એને the three f's–fair Rent, free sale and fixity of Tenure: કહે છે. એટલે કે વ્યાજબી જમીનભાડું (વીઘોટી), અઘાટ વેચાણનો હક્ક, અને ભોગવટાની મુક્કરર કરેલી મુદત. આ ત્રણ વાતો જો ખેડુતોને મળે તો જ એનો ઉગાર છે. પરંતુ પ્રજામતના પીઠબળ વિના પરદેશી પાર્લમેન્ટ એટલું શાનું આપવાની હતી? ખેડુતો પોતે પોતાના કબજાને માટે મરણિયા થાય તે પહેલી જરૂર હતી. એ પેગામ આપવાને માટે પાર્નેલ આયર્લૅન્ડ ઉપડ્યો, માઇકેલ ડેવીટે વંટોળીઆની માફક ગામેગામ ઘુમી વળીને એક સ્થાન પર ભૂખ્યા ખેડુતોની ગંજાવર મેદની મેળવી. પાર્નેલ ત્યાં પહોંચ્યો. ધર્મગુરૂઓએ પાર્નેલને ચેતાવ્યો કે એ તો ફેનીઅનોનો અખાડો હોવાથી એમાં તારે ન ભળવું જોઇએ. પરંતુ એ અહિંસાવાદીઓનો ખોફ વહોરીને પણ પાર્નેલ ગયો. કેમકે એણે જોયું કે કહેવાતા અહિંસાવાદીઓ પંથ ભૂલ્યા હતા.

ઉત્તેજનાનો એક પણ હર્ફ પાર્નેલે ન કાઢ્યો. બીજા બધા ભડકાની ભાષા બોલી રહ્યા. પછી એણે થીજેલા શબ્દો ઉચ્ચાર્યા:

"વ્યાજબી ભાડું તો એ કહેવાય, કે જે ખેડુ સારે વર્ષે નીપજના પ્રમાણમાં ભરી શકે. બાકી મોળે વર્ષે તો ખેડુની પાસે

આશા જ ક્યાંથી રખાય ?......તો પછી જમીનદારને આપણી હાલત સમજતા કરવા માટે આપણે શું કરવું રહ્યું ?"

એ થંભ્યો. અબોલ બની ગયેલા અને એની મર્મવીંધતી ઠંડીગાર વાણીને સાંભળવા તલપતા ખેડુતો ઉપર એણે નજર ફેરવી. પછી બોલ્યો : "તમારે જમીનદારોને બતાવવું રહ્યું, કે તમારાં ઘરબાર અને ખેતરવાડીઓને તમે તમારી વજ્રમુઠ્ઠીમાં ઝાલી રાખવા માગો છો. એટલે કે ૧૮૪૭માં જેમ તમે સલૂકાઇથી જમીનો ખાલી કરી નીકળી ગયા હતા તેમ આ વખતે નીકળવું ન પાલવે."

સાદી, સરલ અને ઠંડીગાર એ વાણીમાંથી ખેડુતોએ જીવનમાં પહેલી જ વાર એક ગુરૂમંત્ર પકડ્યો : '*Keep a firm grip on your land* : જમીનને તમારી વજ્રમુઠ્ઠીમાં રાખો !' એ સૂત્ર ખેડુતોને હાડોહાડ ઉતરી ગયું.

—અને પાર્નેલ આ ભૂખ્યાં દેશબાંધવોનાં પેટના ખાડા પૂરવાના પૈસા એકઠા કરવા અમેરિકા પહોંચ્યો. આહીં એની ખબર લેવા માટે ફેનીઅનોનું હીંસાવાદી ને વિપ્લવવાદી જૂથ તલપાપડ થઇ ઉભું હતું. ખુનામરકી કરીને સીધેસીધી બ્રિટિશ સત્તા ઉથલાવી પાડવાનો સિદ્ધાંત પકડી બેઠેલા આ ક્રાંતિવાદીઓ પાર્નેલની પાર્લામેન્ટ માંહેની કાયદેસર ચળવળના કટ્ટર વૈરી હતા. તેઓએ દીઠું કે એની સ્વરાજ-ચળવળને માટે પાર્નેલ પૈસા લેવા આવ્યો છે. પાર્નેલને પણ તેઓની તાવણમાંથી પાર થયા વગર બીજો માર્ગ નહોતો. તેઓએ પાર્નેલને ઘેરી લીધો. પાર્નેલે મૌન ધારણ કર્યું. તેઓનેજ તેઓની આખી ફિલ્સુફીની વાતો કર્યા કરવા દીધી. પોતે સાંભળ્યાજ કીધું. આખરે જ્યારે ફેનીઅનો પોતાનાં હૈયાંની આગ પૂરેપૂરી ઠાલવી રહ્યાં, ત્યારે પાર્નેલે આટલી જ માગણી કરી : "તમે મારી કાર્યપદ્ધતિને એકવાર અજમાયશની તક આપો."

આવા ગંભીર મૌનની ઉંડી અસર થઇ. ફેનીઅનોએ એના પ્રવાસને સફલતા અપાવી. ત્રણ મહિનામાં આખું અમેરિકા ખુંદી વળી, ૬૨ શહેરોમાં વ્યાખ્યાનો આપી, 'આયર્લેન્ડનો બીનતાજ

રાજા' એવો ઇલ્કાબ પામી, ૪૦ હજાર પૌંડ ગાંઠે બાંધી, આયર્લૅન્ડ પ્રતિ અમેરિકાની દિલસોજી નોંધાવી પાર્નેલ પાછો વળ્યો.

ઘરઆંગણમાં શું બની રહ્યું હતું ? એણે સ્થાપેલા ખેડુ સંગઠનની શાખાઓ વડલાની ડાળીઓની માફક વિસ્તરતી હતી. અધોભ્રષ્ટ ખેડુ આત્મભાન અનુભવી પાર્નેલે ઘુંટાવેલ મંત્ર રટતો હતો કે " તમારાં ઘરબાર તેમજ જમીનને વજ્રમુઠ્ઠીમાં ઝકડી રાખજો ! " સરકાર એ સંગઠનની ચડતી કળા દેખી ચોંકતી હતી. એણે કેટલી પકડાપકડી પણ કરી. પરંતુ એ પકડાએલાનો મુકર્દમો ચલાવનારી કોઇ જ્યુરી જ ન મળી. તોહમદારોને છોડી દેવા પડ્યા. આમ જોર પકડતી જતી એ જુમ્બેશમાં વધુ ઉગ્રતા તો પાર્નેલની વિપ્લવવાદી કવયિત્રી બહેન ફેનીએ રેડી દીધી. ફેનીએ ખેડુતોની સ્ત્રીઓમાં ભયાનક વિકરાલતા ઉભી કરી. પરંતુ ફેનીએ ફુંકેલા પવને હિંસાનો દાવાનળ ફેલાવ્યો. જમીનદારોએ જમીનખોરડાં ખાલી કરાવ્યાં એટલે ખેડુતોએ રમખાણો મચાવ્યાં. ખાલી થએલી જમીન રાખનારા નવા ભાડુતો ઉપર હલ્લા થયા. તેઓનાં માલમિલ્કતમાં આગ મુકવામાં આવી. તેઓનાં પશુઓના પગ ભાંગવામાં આવ્યા.

## અહિંસાનો મંત્ર

એકત્રીસ વર્ષની વયે જે પાર્નેલે ઇંગ્લાંડની હિંસા સામે પ્રતિહિંસાં પ્રબોધેલાં હતાં, તે આજ ત્રણ વર્ષની મોટી વયે વધુ ઠરેલો બન્યો હતો. આ હિંસાની નીતિએ એને ભયભીત કરી મૂક્યો. પરંતુ માત્ર ગુન્હો વખોડી કાઢવાથી જ કશું વળે તેમ નહોતું. લોકોની હિંસાને એણે નવો કાયદેસર અને સચોટ રસ્તો આપ્યો. સત્યાગ્રહનાં બીજ તો એણે ક્યારનાં વાવી દીધાં હતાં. "તમારાં ઘરબાર તેમજ જમીનને વજ્રમુઠ્ઠીમાં ઝકડી રાખો !" એ સૂત્ર શીખવ્યું હતું. હવે એણે એ સત્યાગ્રહની સાથે બહિષ્કારનો, અસહકારનો તાર વણી દીધો. ૧૮૮૦ના સપ્ટેમ્બરની ૧૯મી તારીખે એણે ખેડુતોને જાહેર મેદનીમાં કહ્યું:

"આવતી મોસમના તમારા જમીન વિષેના કાયદાનો આધાર આ શિયાળામાં તમે બતાવેલ જુમ્બેશ અને મક્કમતા ઉપ

રહેશે; અન્યાયી લેતરી ન જ આપવાના તમારા નિશ્ચય ઉપર રહેશે; ઘરબારને વજ્રમુઠ્ઠીનાં ઝકડી રાખવાના આગ્રહ ઉપર રહેશે; બીજા ખેડુબંધુઓનાં ખાલી કરાવેલાં ખેતરોની હરરાજીમાં ન ઉભવાની તમારી દ્રઢતા ઉપર રહેશે; તમારામાંના બીજા અધર્મીઓને પ્રજામતના જોરથી ખરીદતા અટકાવવાની તમારી કાળજી પર રહેશે. હવે જુઓ, પોતાના પાડોશીને ખાલી કરવી પડેલી જમીનને રાખવા જે દ્રોહી ખેડૂત ઉભો થાય, તેને તમારે શું કરવું, ખબર છે ?"

"એને ઠાર મારવો ! જાનથી મારી નાખવો !" ટોળું કીકીઆરી કરી ઉઠ્યું.

એ અવાજ શમી ગયો ત્યાં સુધી પાર્નેલ થંભી રહ્યો. પછી, શાંતિથી, પીઠ પાછળ હાથના આંકડા ભીડીને એ બોલ્યો : "કોઇ ભાઇએ કહ્યું કે 'એને ઠાર મારવો.' પણ હું તમને એક બહેતર રસ્તો, ખ્રિસ્તીઓને શોભે તેવો રસ્તો બતાવું, કે જેથી પાપીને પશ્ચાત્તાપની તક મળી શકે."

રૂંધાયેલો ઉશ્કેરાટ મેદનીને હચમચાવી રહ્યો છે. છતાં પાર્નેલે છાંટેલા શાંતિનું વાતાવરણ તૂટયું નથી. દરેક સાંભળનારના હૈયાને આરપાર વીંધતી વાણીમાં એ બોલ્યો :

"એક માણસ પાસેથી ખુંચવાયેલી જમીન કોઇ બીજો રાખે, તો તમારે એને, રસ્તા પર મળો તો રસ્તા પર, શેરીમાં મળો તો શેરીમાં, દુકાનના થડા ઉપર, મેળામાં, બજારમાં કે દેવાલયમાં—જ્યાં જ્યાં તમારો ને એનો મેળાપ થાય ત્યાં ત્યાં તમારે એને એકલો પાડી દેવો, અલગ કરી દેવો, એનો ઓછાયો પણ ન લેવો, એ જાણે કોઇ રક્તપીતીઓ કે કોઢીયો હોય તેમ તેને ત્યજવો—અને એ રીતે એને એના પાપનું ભાન કરાવવું. ખાત્રી રાખજો, કે સાચા પ્રજામતના આવા તિરસ્કારને સહી શકે અને સમાજના અણલખ્યા કાયદાઓનું ઉથાપન કરી શકે એટલો બધો ધનલોલુપ કે નફ્ફટ કોઇ થઇ શકે જ નહિ."

એ બહિષ્કારનો માર્ગ તો કોઇ જાદુઇ ઇલમની માફક કિસાનોના દિલનું વશીકરણ કરી બેઠો. ખેડુના સળગતા અંતઃકરણ પર ચીનગારીની માફક પડ્યો. વર્ષો થયાં હિંસાને પંથે ચડીને પાયમાલ બનતા કિસાનને સરલ, સલામત અને સચોટ ઇલાજ સૂઝી ગયો. જમીનદારોની જમીન ખેડવા વાવવાલણવા કે કોઇ પણ પ્રકારની મજૂરી કરવા કોઇ મજૂર ન આવે, ઉભો પાક રઝળે, મહેનત કરીને ૫૦ દાડીઆં મોકલે તો એની રક્ષા સારૂ એક સો હથીઆરબંધ પોલીસ મોકલવા પડે. પણ લાખો એકરોની ઉજ્જડ પડેલી જમીન ઉપર હથીઆરબંધ ચોકીઆતો રાખીને વાવેતર કરાવવાની તાકાત ન તો જમીનદારોની હતી, ન તો હતી રાજસત્તાની.

સરકારનો ડોળો 'કિસાનસંઘ' ના કાર્યકર્તાઓ ઉપર ઠહેરાયો. બ્રિટનના વડાપ્રધાન ગ્લેડસ્ટને ઉઘાડી પાર્લામેન્ટમાં ઉચ્ચાર્યું કે "પાર્નેલની મંડળી આ ખુનામરકી અને લુંટફાટને માર્ગે થઇને સામ્રાજ્યના ફુરચા ઉડાવવાના ધ્યેય તરફ ધસી રહી છે."

વાત બિલ્કુલ સાચી હતી. ૧૮૮૦ના ફેબ્રુઆરી માસની ૩ તારીખે જાહેર વ્યાખ્યાનમાં જ પાર્નેલે ઘોષણા કરી હતી કે "આયર્લૅન્ડમાંથી બ્રિટિશ સત્તાનો પાયો ખોદી નાખવા માટેનું પ્રથમ પગલું એ છે કે આયરીશ જમીનદારોનો નાશ કરવો. આપણે ન વિસરીએ કે તમામ આયરીશ પ્રજાજનોનું આખરી નિશાન તો આ જ છે. બ્રિટનની સાથે આયર્લૅન્ડને ઝકડી રહેલી ગુલામીની શ્રૃંખલાની છેલ્લી કડી આ જમીનદારશાહી છે. એને ન છેદી નાખીએ, ત્યાં સુધી આપણામાંનો એક પણ આયરીશ, ચાહે એ આંહી હો કે અમેરિકામાં, ઝંપીને ન બેસી શકે."

સરકારે પાર્નેલ સહિત ચૌદ કિસાન–સંઘવાળા નેતાઓ પર "જમીનદારોને કંગાલ કરી મૂકવાના કાવત્રા"ના આરોપસર મુકદ્દમો ચલાવ્યો. જ્યુરીના મતભેદથી એ તમામ નિર્દોષ બની છુટ્યા. પાર્નેલનું જરિબલ દસગણું વધી ગયું. બીજી બાજુ આયરીશ વાઇસરોયે ખીજવાઇને પાર્લામેન્ટ પાસે દમનદોરનો નવો

ખરડો પેશ કરાવ્યો. ગ્લેડસ્ટને એ ખરડો પ્રથમપહેલો હાથ પર લેવરાવ્યો. એ નવા કાયદાએ આરોપીને અદાલતમાં મોકલ્યા વિના પરબારો જેલમાં પૂરવાનો અધિકાર રાજસત્તાના હાથમાં સોંપ્યો. ૧૮૮૧માં સેંકડો કિસાનોને જેલ મળી.

કિસાનોને ફોસલાવી લેવા માટે ગ્લેડસ્ટને એક જમીનને લગતો ખરડો પેશ કર્યો. ખરડામાં આટલી રાહત આપવી હતી: જમીન-દાર કેવળ પોતાની ઇચ્છાથી જ કિસાનને કાઢી ન શકે, પણ જમીનની જાત પ્રમાણે ભાડું વસૂલ કર્યા કરે. એ વ્યાજબી લેતરી જ્યારે કિસાન ન આપે ત્યારે જ એને ખાલી કરાવી શકાય. લેત-રીની રકમ પંચોને હસ્તક મુકરર થાય, અંદરોઅંદરની ચડાઉતરી પર નક્કી ન થઇ શકે.

પાર્નેલ આ ખરડાની વિરૂદ્ધ ઊઠ્યો. એણે માગ્યું કે જમીનો ઉપર કિસાનોના જ માલેકીહક્કો સ્પષ્ટ રૂપમાં મુકરર કરી આપો. એણે સરકારની ઠરાવેલી પંચ–અદાલતોની રચનામાં પણ મોટો ભય દીઠો. એણે કિસાનોને કહ્યું કે "જો એક વાર તમને સહુને આ પંચોની પાસે દોડયા જઇ દાદ લેવાનો હરામચસ્કો લાગશે તો આપણું આખરી ધ્યેય માર્યું જશે."

રોષે ભભૂકતા વાઇસરાયે વડાપ્રધાનને કહાવ્યું કે "પાર્નેલને નવા દમન–ધારાની રૂએ પકડવાની સંમતિ આપો અને તે પહેલાં પાર્નેલની વિધાતક નીતિને ખુલ્લેખુલ્લી ધિક્કારી કાઢો."

ગ્લેડસ્ટન અધીન બન્યો. એણે ઉચ્ચાર્યું : "લોકોને તો જમીન–ધારો જોઇએ છે. પણ પાર્નેલ એ લોક–ઇચ્છાની આડે આવે છે, ફિકર નહિ. સંસ્કૃતિનાં સાધનો હજુ ખતમ નથી થઇ ગયાં."

પાર્નેલે સામે આહ્‌વાન આપ્યું. ૧૮૮૧ના ઓક્ટોબરની ૧૨મી તારીખે એને પરહેજ કરી કિલ્માઇનહામના કારાગૃહમાં પૂર્યો. અને તે જ કલાકે ગ્લેડસ્ટને જાહેર વ્યાખ્યાનમાં સંભળાવ્યું કે 'મને ખબર મળે છે કે, થોડી જ મીનીટો ઉપર, કાયદો, વ્યવસ્થા, મિલ્કતના હક્કો, દેશની મુક્તિ ઇત્યાદિ ઇત્યાદિ રાજકારણી જીવ-નનાં અને સંસ્કૃતિનાં પ્રાથમિક અંગોની સલામતીને અર્થે પહેલું

પગલું લેવાઇ ચુક્યું છે. કાયદાની સત્તાને ઉથાપી તેને સ્થાને આયરીશ પ્રજા ઉપર અરાજકતાની સિતમગારી સ્થાપિત કરવાના પ્રયાસોમાં અગ્રપદે ઉભનાર એક શખ્સને કેદ કરવામાં આવેલ છે."

ઇંગ્લાંડમાં તે દિવસે ઉત્સવ થઇ રહ્યો. આયર્લૅન્ડમાં પ્રકોપનો જુવાળ રેલાયો. પોતાનો પિતા મુવો હોય તેવા શોકમાં પડીને પ્રજાએ નગરોમાં ને ગામડામાં હડતાળ પાડી.

પાર્નેલે કારાવાસમાંથી કહાવ્યું; " જો હું જલદી છુટી જઇશ તો સમજીશ કે તમે મારી પછવાડે આંદોલન જારી રાખ્યું નથી, માટે એવી જુંબેશ ચલાવજો કે મને જલદી મુક્તિ આપે નહિ."

પાંચ જ દિવસ પછી કિસાનસંઘે 'ભાડું ન ભરશો !' એવી આજ્ઞાપત્રિકા કાઢી. એ આજ્ઞાપત્ર ઉપર કારાગૃહોમાં પડેલા છ નેતાઓની જ સહીઓ હતી, આખી કિસાન પ્રજાએ આ આદેશને મસ્તકે ચડાવી લીધો. અને તેના બદલામાં રાજસત્તાએ ચલાવેલાં સર્વ દમનોની સહાસ્ય બરદાસ્ત કીધી. ઠેર ઠેર 'કિસાન સંઘ'ની શાખાઓ નીકળી પડી. એક જેલ જનારની જગ્યા પૂરવા દસ હાજર થવા.

ગ્લેડસ્ટને આ દમન દોરમાંથી વિદ્રોહના ભડકા વછૂટતા દીઠા. એણે પાર્નેલની સાથે સામાધાનીના સંદેશા ચલાવ્યા. કિસાનોની ચડત લેતરી માફ કરવા અને બીજા કરો ઓછા કરવાનો ધારો ઘડવા વચન દીધું. પાર્નેલે સામે કોલ દીધો કે એટલું જો સરકાર કરે તો "No Rent: ભાડું ન ભરવું !" એ ઘોષણા પોતે પણ પાછી ખેંચી લેશે.

શા માટે પાર્નેલ આ સમાધાનીની ભુમિકા ઉપર ઉતર્યો? કારણ કે એની હાજરીથી જ હિંસાનું જમાનાજૂનું તત્ત્વ કાબુમાં રહેતું હતું. એ પાશવતાને પંથે આયર્લૅન્ડનો વિનાશ હતો. પાર્નેલને એ ભાવીનુ દર્શન હતું. પ્રજાને એ અઘોર પંથ ઉપર જતી રોકવી હતી.

પણ એણે પોતાનો છુટકારો નહોતો માગ્યો. વાટાઘાટમાં પોતાની મુક્તિની વાતને ક્યાંએ સ્થાન નહોતું આપ્યું. એને છોડવામાં આવ્યો, તે તો પ્રજામાં હિંસાનો દાવાનળ ઓલવવાને માટે જ.

પાર્નેલ અને એના સાથીઓ છુટયા, તે સાથેજ આયર્લૅન્ડના વાઇસરોય તેમજ સેક્રેટરીનાં રાજીનામાં ફેંકાયાં.

## અંગ્રેજોની હત્યા

હજુ તો પાર્નેલ થોડો વિશ્રામ લઇને પાછો પ્રજાનું આંદોલન હાથ ધરવા ઘરની બહાર નીકળે છે, ત્યાં ૧૮૮૨ના મે મહિનાની ૨ તારીખની સવારે એક રેલ્વે સ્ટેશનની સીડી ઓળંગતાં ઓળંગતાં અખબાર ઉઘાડવાની વારેજ એ દિગ્મૂઢ બનીને થંભી જાય છે. અખબારમાં મોટે અક્ષરે છપાયું છે કે "ફીનીક્સ–ઉદ્યાનમાં લૉર્ડ ફ્રેડરીક કૅવેન્ડીશ અને મી. બર્કનાં ખૂન!"

લૉર્ડ ફ્રેડરીક નવો નીમાએલ ચીફ સેક્રેટરી હતો અને મી. બર્ક પણ સેક્રેટરીએટમાં જ હતો. બન્ને જણાએ હજુ ઇંગ્લાંડથી આવીને ચાર્જ લીધો હતો. રાત્રિએ ફીનીક્સપાર્ક નામના વાઇસરોય, સેક્રેટરીઓ વગેરેના નિવાસ–ભુવનમાં તેઓ પોતપોતાના બંગલા પર ચાલ્યા જતા હતા તેવે કોઇ બદમાશોએ તેઓની પીઠમાં છુરીઓ પરોવી દીધી.

આ હત્યાથી પાર્નેલનું મ્હોં શ્યામ થયું. એ થીજી ગયો. આ હિંસાનો ઉત્પાદક પોતે જ છે એવા આક્ષેપનો એને ડર બેસી ગયો. એને લાગી ગયું કે હવે મારા કાબુમાંથી પ્રજાનો પિત્તો વછુટી ગયો છે. મારા કાર્યનું ભાવી કાળુંઘોર થઇ ગયું. હું નિવૃત્ત બનીને ઘેર બેસી જઇશ.

એના સાથીઓએ સલાહ દીધી કે "એનું નામ કાયરતા કહેવાય. તારા રાજીનામાથી તો ઉલટું આ હત્યાકાંડના કિસ્સાને શત્રુઓ આપણી સાથે સહેલાઇથી સાંકળી દેશે."

પાર્નેલે ગ્લેડસ્ટનને પુછાવ્યું : "તમે કહો તેમ કરૂં." ઇંગ્લાંડમાં તે વેળા આ હત્યાઓને કારણે કાળ વ્યાપી ગયો હતો. છતાં ગ્લેડસ્ટને પણ પાર્નેલને એ જ સલાહ દીધી કે "અત્યારે રાજીનામું દેવાથી ઉલટો ભ્રમ ઉત્પન્ન થશે."

પાર્નેલે અને એના સાથીઓએ એક જાહેરનામું કાઢીને આ હત્યાના કરનારાઓને ધિઃકાર દીધો. અને જણાવ્યું કે ખુની પકડાઇને કઠોર સજા નહિ પામે ત્યાં સુધી આપણા દેશનું મ્હોં કાળું રહેવાનું. પાર્લામેન્ટમાં જઇને પણ તેણે આ હત્યાનો તિરસ્કાર કર્યો, એટલું જ નહિ પણ એણે થોડી હદ વટાવી. કહ્યું કે "આવા ગુન્હાઓની સામે સરકાર કડક કાયદા ઘડે તેમાં પણ આશ્ચર્ય શું ?"

—ને આશ્ચર્ય ન જ રહ્યું. ખૂનો થયા પછી પાંચજ દિવસે પાર્લામેન્ટ સમક્ષ 'ગુન્હાનો ધારો : Crimes Bill' આવી પહોંચ્યો. ન પાર્નેલને પૂછવામાં આવ્યું, કે ન એની સલાહ લેવાઇ. ગગનથી વજ્ર પડે તેમ આ પ્રસ્તાવ પડયો. ને એની ખાસ કલમ આ હતી : જમીનને લગતા વિદ્રોહી ગુન્હાનો મુકર્દમો જ્યુરી વગર ત્રણ જજોની અદાલતોમાં જ ચાલશે : જાહેર સભાઓ ચાહે ત્યારે ગેરકાયદેસર ઠરશેઃ અખબારોને ચાહે તે ક્ષણે દાબી દેવાશે : પોલીસને ખાનગી ઘરોની જડતી લેવાની અને રાત્રીએ ભટકનાર શખ્સોને ગિરફ્તાર કરવાની સત્તા રહેશેઃ છેલ્લે, ઉશ્કેરણી, બહિષ્કાર અથવા ખાનગી મંડળીના સભાસદપણાના આરોપસર હંગામી મુકર્દમાઓ ચલાવી સજાઓ ટીપવાનો અધિકાર મેજીસ્ટ્રેટોને સુપ્રત થશે.

આ ખરડાની નેમ આયરીશ પ્રજાજનની પાસેથી નાગરિકતાના હક્કોનો છેલ્લામાં છેલ્લો અંશ પણ નીચોવી લેવાની હતી. યુનીઅનથી માંડીને ૮૮ વર્ષના ગાળામાં જે કુલ ૫૦ દમનધારા ઘડાયા હતા, તેમાં આ વધુમાં વધુ ભયાનક હતો.

પાર્લામેન્ટની ચોવીસ બેઠક સુધી કટ્ટર લડત ચાલી. એ ખરડાની કલમોના વાક્યેવાક્ય અને શબ્દેશબ્દ પર પાર્નેલે જીકર કરી. પણ એ બધું નિરર્થક ગયું. ગ્લેડસ્ટનનો નિશ્ચય હતો. પાર્લામેન્ટને પૂરી દાઝ હતી. ત્રણ મહિને 'ગુન્હાનો ધારો' મંજૂર થઇ અમલમાં મુકાયો. એક જ અઠવાડીઆના જીવનમાં તો કાયદાએ ૧૭ પરગણાંને અરાજક જાહેર કર્યાં. બે જ મહિનામાં

એણે ૧૭૦ શકદારોને કારાગૃહમાં ધકેલ્યા. તે પછી ગ્લેડસ્ટને ક્સિાનોની ચડત લેતરી માફ કરાવવાનો ખરડો ઘડાવ્યો!

પાર્નેલનો પ્રભાવ આયર્લૅન્ડની પ્રજા ઉપર તો હજુ જેવો ને તેવો જ હતો, પણ એની નરમ બનેલી રાજનીતિથી અને એના બંધારણસરના આંદોલનથી અમેરિકામાં બેઠેલા ફેનીઅનો કંટાળી ગયા હતા. સરકાર એક પછી એક દમનનો કાયદો કરાવતી હતી ત્યારે પાર્નેલની મંડળી ચુપચાપ રહીને એ કાયદાને વિના વિરોધે મંજૂર થવા દેતી હતી. કિસાન પ્રવૃત્તિનું પરિબલ તોડવા માટે ગ્લેડ-સ્ટન છેક રોમનગરમાં રહેતા ધર્માધિરાજ પોપ સુધી પહોંચ્યો હતો. તેને પરિણામે પોપે આદેશ દીધો હતો કે આયર્લૅન્ડના કોઈ પણ ધર્મગુરૂએ પાર્નેલની પ્રવૃત્તિમાં ભાગ લેવાનો નથી.

## સ્વરાજ પ્રવૃત્તિ

'કિસાનસંઘ'ને તો સરકારે તાળું માર્યું હતું. પાર્નેલને અત્યારે સરકારી કાયદા સામે સવિનયભંગ સુલેહકારક ન જણાયો. એણે એકલો કિસાન–પ્રશ્ન છોડી દઈને આયર્લૅન્ડના સ્વરાજનું આંદોલન ઉપાડ્યું. 'National League: રાષ્ટ્રસંઘ'ની સ્થાપના કરી. 'હોમરૂલ : આંતર્વહિવટનું સ્વરાજ' અને કિસાનોના માલિકી–હક્ક, એ બે એનાં ધ્યેયો રખાયાં. રાષ્ટ્રસંઘે અજબ જોર પકડ્યું. પાર્નેલનો હોમરૂલહિમાયતી પક્ષ પાર્લમેન્ટમાં એટલો સંગઠિત બન્યો અને બ્રિટનના ઉદાર તથા સ્થિતિચુસ્ત પાર્લમેન્ટ–પક્ષોનું સંખ્યાબળ એવી સ્થિતિમાં આવીને ઉભું હતું કે બેમાંથી જે પક્ષે પાર્નેલની મંડળીના એકસામટા મતો પડે, તે પક્ષ દરેક પ્રશ્ન પર પાર્લમેન્ટમાં ફાવી જાય. આમ પાર્લમેન્ટનાં બે પલ્લાંની ડાંડી વચ્ચે કાંટો હતો પાર્નેલના હાથમાં. બ્રિટિશ સરકારના થાપ–ઉથ્થાપની સત્તા તે દિવસ પાર્નેલની મુઠ્ઠીમાં હતી. બ્રિટિશ રાજકારણનાં બે દળોમાંથી કોને વિજય અપાવવો ને કોનું નિકંદન કાઢવું, એ સામર્થ્ય પાર્નેલના ગજવામાં હતું. એ દાવ રમીને પાર્નેલ અંગ્રેજોને પરાસ્ત કરવા લાગ્યો.

અકળાએલી પાર્લામેન્ટના સભાસદ ફોર્સ્ટરે (આયર્લૅન્ડનો માજી –સેક્રેટરી) ભાન ભૂલીને ખુલ્લી પાર્લામેન્ટ વચ્ચે આરોપ પુકાર્યો કે "પાર્નેલ જ હત્યા, અત્યાચાર તેમજ ષડ્યંત્રોને ઉત્તેજન આપી રહેલ છે." એવી ઉશ્કેરણી કરીને એનો ઇરાદો પાર્નેલને પછાડવાનો હતો. પાર્નેલે એનો પ્રત્યુત્તર દીધો. એણે એ આક્ષેપોનો ઇન્કાર કરીને રદીઆ દીધા. એક પણ આક્ષેપ પુરવાર કરવાનું આહ્વાન દીધું. બોલનારના બોલેબોલના એણે ચૂરા કર્યા. અને છતાં એણે કહ્યું કે "મારા ચારિત્ર્યના ન્યાય તોળવાના અંગ્રેજોના દાવાનો હું તિરસ્કાર કરૂં છું. હું તો હમેશાં મારા દેશબાંધવોના જ ફેંસલા પર ઉભો છું, એના જ ફેંસલા પર ઉભાશ અથવા જમીંદોસ્ત બનીશ."

બ્રિટિશ પ્રધાનમંડળથી હવે આંચ ઝીલાતી નહોતી. ઉશ્કેરાએલા ને વિપ્લવનાં તોફાને ચડેલા આયર્લૅન્ડને શાંત પાડવાની તત્કાલ જરૂર હતી. પ્રસ્તાવ મૂકાયો કે ડબ્લીનમાં એક નૅશનલ કાઉન્સીલ સ્થાપવી: એ લોકપ્રતિનિધિમંડળીને વહિવટી ખાતાં ઉપર–પોલીસ અને ન્યાય સિવાય–સત્તા સોંપવી. ગ્લેડસ્ટન તો કહે કે પોલીસ પણ આપીએ. કેવળ સ્થાનિક સ્વરાજનો આ પ્રશ્ન હતો. છતાં ગ્લેડસ્ટનનું પ્રધાનમંડળ કટ્ટર મતભેદથી ચીરાએલું હતુ. એમાં ભાગલા પડ્યા.

પાર્નેલ કહે કે સ્થાનિક સ્વરાજની વાત છોડો. મારું દળ તો આયર્લૅન્ડની ઘરની પાર્લામેન્ટ માટે જ ઝઝૂમશે. અમારે એથી કશું જ ઓછું ન જોઇએ.

વળતી જ વરણીમાં પાર્નેલે ગ્લેડસ્ટનવિરોધી સ્થિતિચુસ્ત (conservative) દળને સાથ દીધો. એ પક્ષ સત્તામાં આવ્યો. પણ સત્તારૂઢ બનીને પછી એણે પાર્નેલને દગો દીધો. 'હોમ રૂલ'નું વચન ઉથાપાયું. પાર્નેલે ફરીવાર ગ્લેડસ્ટન સાથે મંત્રણાઓ ચલાવી. ફરીવાર પાર્નેલ દળના જોરથી ગ્લેડસ્ટનનું નરમ દળ સત્તારૂઢ થયું. ગ્લેડસ્ટને ઇ. સ. ૧૮૮૬ એપ્રીલની ૧૮ તારીખે આયરીશ હોમ-રૂલનો ખરડો પેશ કર્યો.

કલમો એ હતી કે આયર્લૅન્ડને નિરાળી પાર્લામેન્ટ મળે : એની ઉમરાવ–સભામાં ૨૮ આજન્મ સભાસદો નીમાય અને ૭૫ અમુક વર્ષો માટે ચુંટાય. આમ–સભામાં કુલ ૨૦૪ ચુંટાયેલા સભાસદો પાંચ વર્ષ માટે બેસે. આવી બનેલી પાર્લામેન્ટને આંતર-વહિવટની બધી સત્તા સોંપાય.

પ્રોટેસ્ટંટો, ધર્મગુરૂઓ, જમીનદારો વગેરે દળો આ પ્રસ્તાવ સામે પુકારી ઉઠયાં. લોકશાસન તેઓના ખાસ હક્કોને ખાઈ જશે એ ફફડાટ ઉઠયો. અને બ્રિટનમાં તો ગ્લેડસ્ટનની સામે જ્વાળા-મુખી જ ફાટી નીકળ્યો. ૩૦ મત ઓછા પડવાથી પાર્લામેન્ટમાં એ પ્રસ્તાવ ઉડી ગયો, ગ્લેડસ્ટનના દળે રાજીનામું દીધું. હોમરૂલનું સ્વપ્ન વેરાઈ ગયું.

ફરી એકવાર પાર્નેલનું ચારિત્ર્ય અગ્નિપરીક્ષાએ ચડી તેજોમય શુદ્ધ કનક રૂપે ઝલકી ઉઠે તેવા કુદરતી સંજોગો રચાયા. ૧૮૮૮ની સાલમાં માતબર અખબાર 'ધ ટાઇમ્સ'માં પાર્નેલની સહીવાળા કેટલાક જૂના કાગળો છપાયા. એ કાગળોનું લખાણ સચોટ પુરવાર કરતું હતું કે છ વર્ષો પર ફીનીકસપાર્કમાં થએલાં બે અંગ્રેજ હાકેમોનાં ખૂનના કાવત્રામાં પાર્નેલનો હાથ હતો. 'ટાઇમ્સ' પત્રે લખ્યું હતું કે ઘણી ભારે કિંમતે અમે આ ગુપ્ત કાગળોની શોધ છેક અમે-રિકામાંથી કરી છે। પાર્નેલનાં શત્રુદળો, એટલે કે બ્રિટિશ પ્રજા તો હર્ષથી ઘેલી બની ગઈ. આયર્લેન્ડની મુક્તિનું ભાવી લોપી નાખવા માટે આ કાગળોનું લખાણ બસ હતું.

તે જ રાત્રીએ પાર્નેલે જાહેરાત કરી કે આ કાગળો બનાવટી છે. મારી સામે તપાસ કમીશન નીમો.

ખાસ ન્યાયાધીશોની અદાલત ખોલવામાં આવી. કાગળોની સત્યતા પુરવાર કરવા 'ટાઇમ્સ' પત્રને હુકમ થયો.

આખું તર્કટ અજવાળે આવ્યું. એ બનાવટી પત્રો ઉભા કરનાર પિગટ નામનો એક અંગ્રેજ હતો. અને 'ટાઇમ્સ' પત્રે

કશી તપાસ કર્યા વગર આ માણસ પાસેથી મોટી રકમ ચુકાવીને હાથ કરેલા પત્રો કેવળ કિનાખોરીને ખાતર છાપી માર્યા હતા.

લખનાર લગભગ એ પાપનો એકરાર કરીને ન્હાસી જઇ પિસ્તોલ ખાઇ મુવો, 'ટાઇમ્સ' ની ફજેતી થઇ, પાર્નેલને નુકશાની ચુકવવામાં આવી. આયરીશ પ્રજાએ એને ૪૦ હજાર પૌંડની થેલી અર્પણ કરી. પાર્નેલ એ વેળા પોતાની યશસ્વી કારકીર્દીની છેલ્લામાં છેલ્લી ટુંક પર હતો.



# પાર્નેલનું પતન

ત્યાં થી—એ આકાશી ઉંચાણેથી તૂર્ત જ એને નીચામાં નીચા ગર્તમાં પટકાવાનું નિર્માયું હતું. જાહેર જીવનમાં બિનતાજ રાજ કરનાર એ પ્રતિભાશાળી ને પવિત્ર દેશભક્તનું ખાનગી જીવન નિર્દોષ નહોતું. ચંદ્રમાં ધાબું હતું. આઠ વર્ષથી એને એક અંગ્રેજ મિત્રની—પોતાના રાજકારણી દળના એક સાથીની—કેપ્ટન ઓશિયાની પરણેલી ને બાલબચ્ચાંવાળી પત્ની સાથે ગાઢ પ્રણય—સંબંધ ચાલ્યો આવતો હતો. પતિની સાથે દેહનાં લગ્ને બંધાએલી એ રૂપવતી રમણી કૅથેરીને દિલ તો દીધું હતું પાર્નેલના જ હાથમાં. આઠ વર્ષ સુધી એ સુંદરીએ આ આયરીશ સાવઝને પોતાને પલંગે સાંકળ્યો હતો. જગતભરમાં એનું ઘર પાર્નેલનું એકનું એક આરામસ્થાન હતું. પહેલા મેળાપથી જ પરસ્પર પડેલી ભુરકી ધીરેધીરે પતિ—પત્નીના પ્રેમમાં પરિણમી હતી. પાર્લામેન્ટના અવિરત અને તનતોડ કામકાજનો થાક પાર્નેલ આંહી આવીને ઉતારતો, એ ઘરમાં દિવસોના દિવસો સુધી છુપાઇ રહેતો. અને બહાર હોય તો ત્યાંથી પોતાની 'વ્હાલી રાણી!'ને ઉર્મિભર્યા સંખ્યાબંધ કાગળો લખતો. એના રાજકારણી કામકાજમાં, પત્રવ્યવહારમાં, બલ્કે ગ્લેડસ્ટન વગેરે સાથેના વિષ્ટિકાર્યમાં પણ આ પ્રેમિકા જ એક પ્રવીણ રહસ્યમંત્રીની ફરજો અદા કરતી હતી. પાર્નેલના કર્મયોગી જીવનની એ સાચેસાચી અને એકનિષ્ઠ સહચરી હતી. એનું પોતાનું લગ્ન કેવળ રૂઢિલગ્ન હતું, ને નષ્ફળ નીવડયું હતું.

આખરે એ રમણીનો પતિ વહેમાયો. એણે ખાત્રી કરી. બેવફા પત્નીની સામે એણે છુટાછેડા માગવા કોર્ટમાં ફરીઆદ નોંધાવી. પાર્નેલે અને પ્રેમિકાએ, બન્નેએ જાહેર એકરાર કર્યો. બન્ને ધર્મ-વિધિ પ્રમાણે પરણ્યાં. પાર્નેલને આ પ્રણય-સંબંધનો જરીકે અનુતાપ નહોતો. લગ્ન વિષેની એની ભાવના આવી હતીઃ કે વિધિપૂર્વક પરણેલાં છતાં જે પતિપત્ની વચ્ચે ગાઢ પ્રેમ પ્રગટતો નથી અથવા ઓલવાઈ જાય છે, તે પતિપત્ની વચ્ચે વસ્તુતઃ લગ્ન જેવું કશું હોઈ શકે જ નહિ. એટલે કેથેરીન ઉપર તો પોતાનો લગ્નાધિકાર એ તે જ ઘડીથી માનતો હતો, જે ઘડીએ એણે એ પ્રેમિકાને પતિથી વિમુખ બનેલી દીઠી હતી.

માનવીના અંગત જીવનની આ એક કમનસીબ ઘટનાની અંદર આયર્લૅન્ડના શત્રુઓએ પોતાનો તરણોપાય દીઠો. આ એક પ્રણય-બંધન સિવાય જેની આખી જીંદગી અડગ ચારિત્ર્યની શુભ્ર ચાદર જેવી હતી, સાધુતા અને નીતિ જેની કારકીર્દીની પલેપલમાંથી નીતરતાં હતાં, જેનો સેવા-સંન્યાસ અકલંક હતો ને જેનું આત્મ-સમર્પણ અતુલનીય હતુંઃ તે સિંહ સમોવડ પુરુષને નીચે પછાડીને આયર્લૅન્ડના ભવ્ય પ્રજાબળનો નાશ કરવાનું હથીઆર એ કુટિલ અને નખશિખ સડેલા રાજદ્વારીઓને હાથ લાગી ગયું. પડદા-પાછળનાં નીતિહીન જીવનની બદબો થકી ગંધાતો અંગ્રેજ સમાજ પુકારી ઉઠ્યો કે પાર્નેલ નાપાક છે! એનું નેતાપદ ઝુંટાવી લો! બ્રિટિશ રાજશાસકોના દોરીસંચાલનથી છેક રોમનગરની છુટેલી પોપ-આજ્ઞાનું પાલન કરનાર, પાર્નેલના મુક્તિસંગ્રામમાંથી ખસી જનાર અને કેવળ પોતાના જ અમનચમન અર્થે બ્રિટિશ સત્તા-ધીશોની મોરલી પર નાચનાર આયરીશ ધર્મગુરુઓ પણ પાર્નેલની બદબોઇ કરવા લાગ્યા ને તેઓએ આયરીશ પાર્લામેન્ટ-દળના પ્રમુખ-પદેથી પાર્નેલને પટકવાની માગણી જગાડી. યુનીઅનના પક્ષપાતી જમીનદારો અને પ્રોટેસ્ટંટ અગ્રેસરો, કે જેઓએ પાર્નેલની નીપજા-વેલી આ પ્રજાજાગૃતિમાં, કિસાન-પ્રવૃત્તિમાં, સ્વરાજ-આંદોલનમાં, દળની શિસ્તમાં, વિશુદ્ધિમાં, સંગઠનમાં અને બ્રિટન સામેની કટ્ટર

વિરોધ–નીતિમાં પોતાના સર્વસ્વનો કાળ દીઠો હતો, તેઓએ આજે 'પવિત્રતા અને ધર્મ'ને નામે પાર્નેલનું માથું માગ્યું.

છતાં પાર્નેલને કોઇ ન ખસેડી શકત. અંગત જીવનના એના આચારવિચાર સાથે આયરીશ લોકસમુદાયને નિસ્બત નહોતી. આંતરૂ–જીવનની બાબતો સાથે માણસના ખુદના અંતરાત્મા સિવાય કોઇને નિસ્બત નથી. અને લોકોને તો ચિંતા હતી સ્વાધીનતા ઘેર કરવાની. તેઓનો માનીતો સરદાર હતો એક પાર્નેલ: મુક્તિધામનો સાચો માર્ગ બતાવનાર, અંધારે મઝલ કરાવનાર, એક પછી એક પડાવ નખાવીને રાજકારણની વિકટ વાટ પર થોડા થોડા અંતરે વિશ્રામ લેવરાવનાર, અને એ રીતે આખરી ધ્યેયના ધામ તરફ ધસાવનાર એ નરપુંગવ પાર્નેલ. તેઓએ તો પાર્નેલ પર જ પોતાનો વિશ્વાસ જાહેર કરી દીધો.

## ગ્લેડસ્ટનની ધમકી

પરંતુ પાર્નેલનું અને આયર્લૅન્ડનું સાચું સત્યાનાશ કઢાવનાર તો આયરીશ પાર્લામેન્ટ દળનું બ્રિટનના ઉદાર દળ સાથેનું જોડાણ જ થઈ પડયું. ગ્લેડસ્ટન એ 'લીબરલ' દળનો નેતા હતો. એની અને આયરીશ પક્ષના સરદાર પાર્નેલની વચ્ચે સંધી થઇ હતી: કોલ દેવાયા હતા: કે આયરીશ દળે પાર્લામેન્ટમાં 'લીબરલ' દળને જ પક્ષે મત આપી સત્તારૂઢ બનવા સારૂ સાથ દેવો, અને બદલામાં ગ્લેડસ્ટને આયરીશ હોમરૂલનો ખરડો લાવી આયર્લૅન્ડને સ્વરાજ અપાવવા જુમ્બેશ કરવી. પોતાના દળમાં ભંગાણ પડયું ને કેટલાક સાથીઓએ એનો ત્યાગ કર્યો, તે ભોગે પણ ગ્લેડસ્ટન આયર્લૅન્ડનાં મુક્તિ–તોરણ બાંધવા મક્કમ ઉભો હતો. એવામાં ઓચીંતો આ પાર્નેલનો પ્રણયભેદ ઉઘાડો પડી જતાં, ગ્લેડસ્ટને પોતાની સંકડામણ વિચારી લીધી. દસ વર્ષથી ગ્લેડસ્ટનને આ સુંદરી અને પાર્નેલ વચ્ચેના મીઠા સંબંધની ખબર હતી. પોતાની અને પાર્નેલની વચ્ચે છુપામાં છુપી રાજકારણી મંત્રણાઓની લે–લાવ કરનારી એ અંગ્રેજ નારી જ હતી. પણ એ

બધું ઢંકાએલું હતું ત્યાં સુધી ગ્લેડસ્ટનને સૂગ નહોતી, કેમકે એને ઉપયોગ હતો. એ પ્રગટ થયું એટલે બ્રિટનના એ 'પુજનીય વૃદ્ધ પુરુષ–Grand old Man–'ને એવા બદનામ પુરુષની સરદારી નીચે ચાલતા દળની સાથે સંબંધ રાખવામાં ભય લાગ્યો કે ચોખલીઆ વિચારની બ્રિટિશ પ્રજા મને પણ બદનામી દેશે! ઉપરાંત અંદરખાનેથી ગ્લેડસ્ટનને પાર્નેલ પ્રતિ હેતપ્રીત તો નહોતાં જ. એને તો આ જાજરમાન આયરીશ લોકનેતાની બ્હીક જ હતી. પાર્નેલના નાશમાં કદાચ એણે છુપો આનંદ પણ અનુભવ્યો હોય તો નવાઇ નથી. પાર્નેલને મન પણ આ મહાનુભાવ "અંગ્રેજ એક જાળગુંથતો મહાન કરોળીઓ જ દેખાતો. પાર્નેલ ગ્લેડસ્ટનને ખાનગીમાં 'The Grand old Spider' નામથી જ સંબોધતો.

દેશબંધુઓની દૃષ્ટિમાં ધર્માત્મા દેખાવાની ગ્લેડસ્ટનની એ બુદ્ધિમાં મોટામાં મોટું અનુમોદન તો મી. મોર્લેનું ઉમેરાઇ ગયું. અંગ્રેજ સમાજમાં અને રાજકારણમાં વંદનીય સ્થાન પ્રાપ્ત કરનાર એ મહાપુરુષ મોર્લે ગ્લેડસ્ટનનો જમણો હાથ હતો. આયર્લેન્ડનો તે વેળાનો મંત્રી હતો. તેની અને ગ્લેડસ્ટનની ગુપ્ત મંત્રણાને પરિણામે ગ્લેસ્ટને મોર્લે પર એક કાગળ ઘડયો. કાગળમાં લખાયું હતું કે

"સ્વદેશ પ્રતિ પાર્નેલની ઉજ્જવલ સેવાઓ નોંધાએલી છે છતાં અત્યારે જો એ આયરીશ દળને નેતાપદે ચાલુ રહેશે તો આયર્લેન્ડના ભાવીને ભયંકરમાં ભયંકર આપત્તિરૂપ પરિણામો નીપજશે.........એથી આયર્લેન્ડની ધ્યેયસિદ્ધિને પક્ષે ઉભનાર અનેક મિત્રોની હાલત મુંઝવણભરી થઇ પડશે, એટલું જ નહિ પણ લીબરલ દળ પરનું મારૂં નેતાપદ–કે જે મુખ્યત્વે તો અત્યારે આયર્લેન્ડના જ મામલા ઉપર નિર્ણિત થયું છે–તે મારા નેતાપદ પર લગભગ છીણી જ મુકાઇ જશે."

## બ્રિટિશ વરૂઓ સામે

આયર્લેન્ડના સ્વરાજ–આંદોલનના આ મૃત્યુ–પત્ર પર પાર્નેલે સહી કરી. કાગળ પ્રગટ થયો. આયરીશ પાર્લામેન્ટ–દળમાં ફૂડ-

ફાટ ઉઠયો. પાર્નેલના રાજીનામાની માગણી થઈ. ગ્લેડસ્ટનની સહાય ગુમાવીને પાર્નેલનું સરદારપદ ચાલુ રાખવા એના પોતાના જ સાથીઓ તૈયાર નહોતા.

"તેઓ બધા મને બ્રિટિશ વરૂઓને મોઢે ફાડી ખવરાવવા માટે ફગાવે છે! મારી ઘણીખરી માખીઓને બ્રિટનનો એ મહાન કરોળીઓ પોતાની જાળમાં બોલાવી ગયો છે! પણ હું નહિ છોડું. દેશની મુક્તિ હાથવેંતમાં છે તે વેળા હું દેશને પક્ષેથી નહિ ખસું. હું જે છું તે છું. હું દંભ કરવા માગતો નથી. છું તેથી જુદો દેખાવા ઉત્સુક નથી. મેં મારામાં જે કશું અર્પવા જેવું હતું તે તમામ આયર્લૅન્ડને અર્પી દીધું છે. ને હજુ એ આત્મસમર્પણ ચાલુ જ રહેશે. એ સ્વાર્પણના મેં કસમ લીધા છે. પરંતુ મારૂં ખાનગી જીવન કોઈ એક દેશની માલીકીનું નથી, એ તો એક પ્રિયતમાની જ માલીકીની વસ્તુ છે. ભલે મારા લોહીના ભૂખ્યા વાઘવરૂઓ ધુરકે. ધુરકનારા દંભીઓ છે. હું લડી કાઢીશ."

એટલું કહીને પાર્નેલે રણસાજ સજ્યા. મિત્રોનાં ને શત્રુઓનાં શરસંધાને વીંધાતો, તિરસ્કારનાં ને જાકારનાં તમામ કાતિલ બાણોને કલેજામાંથી ખુંચી કાઢીને ભાંગતો ભાંગતો એ આખા દેશની સન્મુખ ભટકી વળ્યો. એણે અવાજ દીધો કે શત્રુઓની–પરદેશીઓની જીભ ચાહે તેવાં ઝેર ફેલાવે, એ બદનામીની મને પરવા નથી, હું તો મારા દેશબાંધવોની જબાનને ત્રેવેથી જ મારા જીવન અથવા મૃત્યુનો ફેંસલો લેવા માગું છું.

એણે પોતાના સાથીઓને સૂચવ્યું કે મારી ગર્દન તમે બ્રિટિશ દીપડાઓને ફાડી ખાવા સારૂ સોંપી દો, તો તેના બદલામાં એ ગર્દનની પૂરી કીંમત પણ વસૂલ કરી લો! ગ્લેડસ્ટન પાસેથી ખોળાધરી મેળવો કે મારા બલિદાનના બદલામાં એ આયરીશ હોમરૂલ તથા જમીન પર કિસાનોની માલિકી, આ બે સિદ્ધિઓ આયર્લૅન્ડને આંગણે સુપ્રત કરશે, તો હું ચાલી નીકળવા તૈયાર છું. આયર્લૅન્ડને અત્યારે આખરી ધ્યેયસિદ્ધિના પ્રયાણમાં આખું નહિ

પણ આંતરિક સ્વરાજ સાંપડી જાય, એટલું જ જોવાની મારી ખ્વાએશ છે."

## શત્રુઓના ખપ્પરમાં

પરંતુ આયરીશ દળને સાચો રસ્તો સૂઝયો નહિ. બ્રિટિશ રાજનીતિના અને ધર્મગુરૂઓના ખપ્પરમાં એણે પોતાના એકના એક મસ્તકનો બલિ પધરાવ્યો. ધર્મભીરૂ પ્રજાની આંખોને મહા અધર્માચાર અને વિનાશના ઓળા દેખાડી, ભયભીત કરી મૂકી, દેશનું સત્યાનાશ વળવાનો હાઉ ઉભો કરી, એના શત્રુઓએ પ્રજાહૃદયને તો નહિ પણ પ્રજાની બુદ્ધિને પાર્નેલથી વિમુખ બનાવી દીધી. પાર્નેલ વરણીમાં હારી ગયો. અને ઇ. સ. ૧૮૯૧ના ઓકટોબર માસના એક મંગળવારની પરોડે એ સ્તબ્ધ અને ભગ્ન હૃદયની 'સેલ્ટ' પ્રજાએ પાર્નેલનો દેહ પડયાનો અમંગલ કડાકો સાંભળ્યો. વિરોધીઓની સાથે ઝપ્પાઝપ્પી કરતું, લોકોના થોકેથોકને લાગલાગટ વ્યાખ્યાનો આપી સંગાથ માગતું ને ગલીચ આક્ષેપોથી અલિપ્ત છતાં, પોતાના પ્રણયજીવન પરત્વે અણડગ છતાં, પોતાનો દેશ અત્યારે શત્રુઓના કૂડ-દાવને સમજ્યા વગર આત્મનાશ વહોરી રહેલ છે એ કરુણ દૃશ્યથી જ રોમેરોમ વીંધાતું એ ક્ષીણ કલેવર ઢગલો થઇને એક રાત્રીએ સૂતું; થાક ઉતારવા સૂતું; પ્રણયિનીની ગોદમાં સૂતું; એના છેલ્લા બોલ એ હતા કે "મારી મધુરી! મને ચુમી લે : એટલે હું જરીક ઝંપી જાઉં."

એ ઝંપી ગયો. એની સાથોસાથ જ ઝંપી ગઇ આયરીશ દળની એ અચૂક મક્કમ સરદારી, કરડી એકસંપી, કઠોર લશ્કરી શિસ્ત, અભેદ્ય કિલ્લેબંદી અને વફાદારીની વિશુદ્ધિ. એ સૂતો અને દળના સંગઠનમાં ભંગાણુ જાગ્યું, ઇર્ષ્યાએ અને દ્વેષબુદ્ધિએ આંખો ઉઘાડી. 'સ્વરાજ અને ખેડૂત-ઉદ્ધાર'ની રાષ્ટ્રપતાકા પરથી પ્રજાની મડાંગાંઠ વછુટી ગઇ. દળના ત્રણ ત્રણ ટુકડા પડી ગયા. આત્મા વિનાનો દેહ છેદાઇ ગયો. એ કાળાશ અને ત્રાસનાં આઠ વર્ષો—ઓગણીસમી સદીની સમાપ્તિકાળનાં એ આઠ વર્ષોની

અપકીર્તિભરી યાદ આજ પણ આયરીશ બચ્ચાંને શરમથી નીચું જોવરાવે છે અને અંગ્રેજોનાં અટ્ટહાસ્ય જગાડે છે.

એ આઠ વર્ષ પણ કોઈ કુસ્વપ્નની માફક વીતી જવાનાં હતાં. એ બાઈબીઓની બાદવાસ્થળી જ્યારે ઓગણીસમી સદીની કાળ–રાત્રીનો છેલ્લો પહોર બીજવી રહી હતી, ત્યારે વીસમી સદીના પ્રાતઃકાળને સારૂ આયર્લૅન્ડનો ભાગ્યવિધાતા પોતાની મુક્તિ–શરણાઈમાં મંગળ સૂરાવળ બેસાડી રહ્યો હતો. એ સૂરો ગુંજતા હતા વીર પાર્નેલની જ આરામગાહમાંથી. એ સૂરો ક્યા ક્યા હતા?

Ireland for the Irish and Land for the People: આયર્લૅન્ડ આયરીશોનું છે ને જમીન છે લોકોની–કિસાનોની.

Keep a firm grip on your homesteads: તમારાં ઘરખેતરને વજ્રમુઠ્ઠીમાં ઝાલી રાખજો।

Hold the harvest: જમીનનો પાક હાથમાં જ ઝકડી રાખજો. (અન્યાયી ભાડાં ભરશો નહિ.)

No man can set bounds to the march of a nation: પ્રજાના પ્રગતિ–પ્રયાણ આડી મર્યાદા દોરવાની સત્તા કોઈ પણ માનવીને મળી નથી.

એ સર્વ બીજને છાંટનાર દૂરંદેશી હતી પાર્નેલની. એ બીજા-રોપણમાંથી મુક્તિનાં કલ્પતરૂઓ ઉગ્યાં: ગેલીક લીગ, સીનફીન, અને સરકારી શાસન સામેનું આખું પ્રતિસ્પર્ધી રાજતંત્ર.

પ્રથમ ખંડ સમાપ્ત




# આઝાદીજંગના ઇતિહાસો

એશિયાનું કલંક

મિસરનો મુક્તિસંગ્રામ

હંગેરીનો તારણહાર

લેનીન-ઝઘલૂલ

સળગતું આયર્લૅન્ડ

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર